# રણછોડલાલ

## અને બીજાં નાટકો

લેખક

યશોધર નર્મદાશંકર મહેતા

બૅરિસ્ટર-ઍટ-લૉ

પ્રકાશક

ગુજરાત સાહિત્ય સભા

અમદાવાદ

મુખ્ય વિક્રેતા · ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય · અમદાવાદ

# રણછોડલાલ

## અને બીજાં નાટકો

લેખક

યશોધર નર્મદાશંકર મહેતા

બૅરિસ્ટર-ઍટ-લૉ

પ્રકાશક

ગુજરાત સાહિત્ય સભા અમદાવાદ

## અર્પણ

ભાઈશ્રી ચૈતન્યપ્રસાદ મોતીલાલ દીવાનજીને

સપ્રેમ

# બે બોલ

ભાઈ યશોધર મહેતાનાં આ પાંચ નાટકો પુસ્તકાકારે ગુજરાત સમક્ષ ધરતાં અમને આનંદ થાય છે. એ નાટકોની વિશેષતા એટલી દેખીતી અને તરી આવતી છે કે તે બતાવી આપવાની અમને જરૂર જણાતી નથી.

ભાઈ યશોધરે મૂળ આ નાટકો ઑલ ઇન્ડિયા રેડિયો માટે લખેલાં અને તેમાંના 'રણછોડલાલ' નાટકે તો ઑ૦ ઇં૦ રેડિયોની નાટકોની હરીફાઈમાં ઉત્તમ નાટકનું પારિતોષિક પણ મેળવેલું. અમને પણ લાગે છે કે 'રણછોડલાલ'નું નાટક ભાઈ યશોધરે કોઈ પ્રેરિત અને ધન્ય ઘડીમાં લખ્યું હશે, એટલું તે ઉત્કૃષ્ટ અને સુંદર છે. એટલું તો કહેવું જ પડશે કે આ નાટકો આપણા ગુજરાતી નાટક–સાહિત્યમાં અનોખું સ્થાન જરૂર મેળવશે.

ભાઈ યશોધરે ઑલ ઇન્ડિયા રેડિયો પાસેથી આ નાટકોના હક્ક અને છપાવવાની રજા મેળવી આપી તે માટે તથા બધાં નાટકોના સર્વ હક્ક ગુજરાત સાહિત્ય સભાને જે સહજ સરળતાપૂર્વક આપ્યા તે માટે અમે સભા તરફથી એમનો આભાર માનીએ છીએ; તેમજ ઑલ ઇન્ડિયા રેડિયોએ આ નાટકો છાપવા માટે જે અનુમતિ આપી તે માટે ઑલ ઇન્ડિયા રેડિયોનો પણ અમે સભા તરફથી આભાર માનીએ છીએ.

આ ઉપરાંત વયોવૃદ્ધ સાક્ષર શ્રી બ. ક. ઠાકોરે આ નાટકોનો પ્રવેશક લખી આપ્યો તે માટે તેમનો પણ અમે સભા તરફથી આભાર માનીએ છીએ.

છેવટે, ભાઈ યશોધર એમની લેખનપ્રવૃત્તિ ચાલુ રાખે અને તેને વધારે વિકસાવી જ્વલંત કરે તથા ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરવામાં સેવા અર્પે એ પ્રાર્થના.


ગુજરાત સાહિત્ય સભા
દીવાનજીની હવેલી
સાંકડી શેરી, અમદાવાદ.

**ચૈતન્યપ્રસાદ મો. દીવાનજી**
**કેશવરામ કાશીરામ શાસ્ત્રી**
**ધીરજલાલ ધનજીભાઈ શાહ**
મંત્રીઓ

# બે બોલ

મારાં નાટકોમાંનાં ઘણાંખરાં વિષે મુરબ્બી શ્રી. બ. ક. ઠાકોરે કહેવાનું કહી દીધું છે, છતાં મારી કૃતિઓ વિષે હું સમૂળગું મૌન સેવું તે ઠીક નહિ, માટે આ લખું છું; જે, આશા રાખું છું કે મારાં નાટકો સાથે વંચાશે.

'રણછોડલાલ' વિષે તો તે નાટકના મોખરે જ મારા બે શબ્દો છપાયા છે એટલે વધારે લખતો નથી, સિવાય કે એ નાટકને ઑલ ઇન્ડિયા રેડિયોએ ખુલ્લી હરીફાઇમાંનાં તમામ ૪૭ નાટકો પૈકી પ્રથમ પંક્તિનું ગણીને રૂ. ૫૦૦ નું પહેલું ઇનામ એનાયત કરીને તેની કદર કરી છે. વિશેષમાં 'કુમાર' માસિક તરફથી તેને સને ૧૯૪૬ની સર્વોત્કૃષ્ટ કૃતિ ગણીને લેખકને એક ચંદ્રક પણ આપવામાં આવ્યો છે. એ વાંચીને મુરબ્બી શ્રી. બ. ક. ઠાકોરે પણ નવા લેખકનો ઉત્સાહ વધારે એવા બે શબ્દો લખ્યા હતા.

'ડેન્માર્કનો મુસાફર' મૂળ ઑલ ઇન્ડિયા રેડિયોના નિમંત્રણ-થી લખાયું હતું. એ. આઈ. આર.ના સમયની મર્યાદા માત્ર પા કલાક કે વીસ મિનિટની જ, એટલે તેનો વિચાર કરીને મેં ફક્ત તેમાંનું પાંચમું જ દશ્ય લખીને મોકલી આપેલું. તે વખણાએલું અને તેના સંવાદની વણાટથી ઘણાને તે ગમેલું. ભાઈશ્રી બચુભાઇ રાવતે મને સૂચવ્યું કે બની શકે તો એ દશ્યની પીઠ ઉપર મારે એક અખંડ નાટિકા રચવી. ભાઈશ્રી ચૈતન્યપ્રસાદ દીવાનજીએ પણ એ જ સૂર ઉચ્ચાર્યો. મને એ બંનેનું કહેવું વાજબી લાગ્યું અને તેથી પહેલાં ચાર દશ્યો અને છેલ્લું છઠ્ઠું દશ્ય પાછળથી લખીને મેં એ કૃતિ રચી. મૂળ હકીકત એવી છે કે અઢારમા સૈકાની મધ્યમાં ડેન્માર્કના રાજા પાંચમા ફ્રેડરિકે પાંચ છ વિદ્વાનોનું એક 'મિશન' પૂર્વના દેશોના અભ્યાસ માટે મોકલેલું. તે મિશને, મિસર અરબસ્તાન વગેરે દેશોમાં

જઈ અવલોકનો કરવાનાં હતાં. મિસરમાં તથા અરબસ્તાનમાં હાવેન અને કાર્સ્ટેન સિવાયના મિશનના બધા જ સભ્યો મરણને શરણ થયા અને છેલ્લો તો કાર્સ્ટેન જ રહેલો, જે આખરે હિંદુસ્તાન પહોંચેલો. તેણે હિંદમાં જોએલી, સાંભળેલી, અનુભવેલી, વિચારેલી વિગતો ઘટાવીને મેં પાંચમા દશ્યમાં વણી લીધી છે, જ્યારે બીજાં દશ્યો કેવળ કાલ્પનિક છે. પહેલા તથા છેલ્લા દશ્યની ભાષા તે જમાનામાં વિદ્વાનો જેમ પ્રૌઢ લૅટિન બોલે તે ઢબે ગુજરાતી યોજી છે, જે કૃત્રિમ હોવા છતાં વાસ્તવિક ગણાશે એવી આશા રાખું છું.

'બર્નીઅર'નું રસદર્શન પણ ઘણાને ગમેલું :અને તે વાંચીને પણ મુરબ્બીશ્રી ઠાકોરે ઉત્સાહના બે શબ્દો મને લખેલા. આ નાટિકા વાંચીને 'કરુણ રસ દારાનો કે ઔરંગઝેબનો' એ કોયડો મને ઘણાએ પૂછેલો. તેનો યથામતિ નિર્દેશ મેં નાટિકાની અંદર કરેલો છે.

'સીદી અલી'માં ઐતિહાસિક તત્ત્વ લગભગ નહિ જેવું છે, છતાં તેનું ઘડતર અને તેનો વેગ ઘણાને ગમ્યાં છે.

'હુએન્સંગ' તરફ મારો કંઈક વિશેષ પક્ષપાત છે. તેના સર્જનમાં મેં સવિશેષ એકાગ્રતા સાધી છે. હુએન્સંગની બુદ્ધશરણુતા, એકતાનતા, તદ્રૂપતા આદિને સમભાવથી પ્રીછ્યા વગર એ કૃતિનું હાર્દ સમજાય તેમ નથી. હુએન્સંગની ધૂન તે પ્રત્યેક શોધક, કલાકાર, તત્ત્વદ્રષ્ટા, પ્રેમીજનનો ભાવસમાધિ છે. ભાવસમાધિ એટલે એક જ રાગ, એક જ લક્ષ્ય. એવા ભાવસમાધિસ્થનું જગત બુદ્ધિની અનેકાનેક ડખલગીરીવાળું બહુરૂપી જગત નથી, પરંતુ તદ્ભાવરૂપ ધ્યેયાકાર જગત હોય છે. એની અનુભૂતિ અપરોક્ષ હોય છે અને એની ભક્તિ, ધૂન, ઉપાસના, જે કહો તે, વિક્ષિપ્ત મગજની માત્ર ઘેલછાઓ કે ઉછાળાઓ નથી, પરંતુ શાંત, ધીર, ગભીર, શુદ્ધ રતિ છે. ચિત્તનો આવો ઉન્નત ભાવ કેટલે દરજ્જે વૈખરીમાં યથાર્થ ઊતરી

શકયો છે તેને। નિર્ણય કરવાનું રસજ્ઞોવિદો ઉપર છોડી એ કૃતિને કાળના મહોદધિ ઉપર વહેતી મૂકી છે. ટકવાની હશે તો તેના આંતર્બળથી ટકશે, મારાં શબ્દહલેસાંથી જ કંઈ ટકવાની નથી.

આ નાટિકાઓને। પ્રવેશક લખવા માટે વર્તમાન ગુજરાતી સાક્ષરોના અધિષ્ઠાતા, મારા સ્વ૦ પિતાના મિત્ર અને મારા માનનીય વડીલ શ્રી બળવંતરાય ક. ઠાકોરને। હું અત્યંત આભારી છું. એવા અદ્વિતીય વિવેચક, ચિંતક તથા સાહિત્યસ્વામીના પરીક્ષકદૃષ્ટિરૂપ અગ્નિમાંથી પસાર થવાનું દુર્લભ સદ્‌ભાગ્ય હું જરૂર ઇચ્છું અને મહાકવિ કાલિદાસની અનુપમ પંક્તિ યાદ કરું કે:

**आपरितोषाद्विदुषां न साधु मन्ये प्रयोगविज्ञानम् ।**
**बलवदपि शिक्षितानामात्मन्यप्रत्ययं चेतः ॥**

આ પુસ્તક છપાવીને ગુજરાત સાહિત્ય સભાએ મને માન આપ્યું છે તેથી તેને, ઓલ ઇન્ડિયા રેડિયોએ આ નાટિકાઓ બ્રોડકાસ્ટ કરીને મારી કદર કરી છે તેથી તથા તે છપાવવાની પરવાનગી આપી છે તેથી તેને, ભાઈશ્રી ચંદ્રવદન ચિમનલાલ મહેતાએ મને ઢંઢોળીને મારી પાસે લખાવ્યું તેથી તેમને, ભાઈશ્રી ચૈતન્યપ્રસાદ દીવાનજીએ પ્રેરણા તથા ઉત્સાહ આપ્યાં તેથી તેમને, ભાઈશ્રી બચુભાઈ રાવતે 'કુમાર'નાં કૉલમોમાં આ કૃતિઓ છાપી તથા પ્રેસને લગતું તમામ કડાકૂટવાળું કામ પણ મિત્રભાવે કર્યું તેથી તેમને, ભાઈશ્રી મધુસૂદન મોદી તથા ધીરજલાલ શાહે પુસ્તકને લગતી ચર્ચાને। લાભ અવારનવાર આપ્યો તેથી તે બંનેને, અને ભાઈશ્રી અશ્વિન બ્રહ્મચારીએ મોતીના દાણા જેવા અક્ષરથી પ્રેસ કૉપીઓ કરી આપી તેથી તેમને, આભાર માનું છું.

અમદાવાદ
ડિસેમ્બર '૪૭

**યશોધર નર્મદાશંકર મહેતા**

# પ્રવેશક

૧. ઈસ્ટ ઇંડિયા કમ્પનીનું લશ્કર ગુજરાત–કાઠિયાવાડમાં રહેતું ત્યારથી તેના દાક્તરોએ માંદા અને નબળા પડેલા સૈનિકો સારુ હવાફેર માટે પસંદ કરેલાં થાનકોમાંનું એક ખંભાત હતું. અને હું વડોદરે દાયકો રહ્યો તેની શરુવાતમાં ખંભાત નવાબસાહેબના દીવાનપદે મ્હારા મુંબાઈથી થયેલ મિત્ર શ્રી નર્મદાશંકર દેવશંકર મહેતા હતા. એટલે વડોદરેથી હું અવારનવાર (પાસે જ આવેલ) ખંભાત એમને ત્યાં જ થોડા દિવસ ગાળતો. એક વખત મ્હારી સાથે મ્હારાં બાળકોમાંથી એકબે કિશોરો પણ ખંભાત આવેલ, ત્યારે ભાઈશ્રી નર્મદાશંકરને એ જ ઉમરનાં પુત્રપુત્રી હોવાથી અમને સૌને વિશેષ ગમ્મત પડેલી. ભાઈશ્રી નર્મદાશંકરની પ્રકૃતિ એવી કે એમના મગજનો એકે ખૂણો ગંભીર નહીં એવો નહીં. વળી એઓ બાળાશંકર ઉલ્લાસરામના ભાણેજ અને સંસ્કૃત સાહિત્યનો એકેએક પ્રાંત એઓ સારી રીતે જોઈ વળેલા, એટલે નાચરમત અને નવરાશની ગમ્મતમાંથી પણ અમે બે વારંવાર જ્ઞાનગોષ્ઠિમાં ફંટાઈ જઈએ, અને કિશોરમંડળ ક્યારે અમારી આગળથી ખસી ગયું છે તેની પણ અમને દરકાર રહે નહીં. ભાઈશ્રી નર્મદાશંકરની વાતચીતોમાં જ્યારે ને ત્યારે છોકરાંના ભાવિ વિશેની એમની ચિંતા પણ ડોકિયું કર્યા કરતી. આગામી—હાલ ચાલે છે તે પેઢી વિશે એ અનુભવી સમર્થ અને પરિપક્વ અવલોકનશક્તિવાળા કુશળ વહીવટી અને બહુશ્રુત વિદ્વાન જરા પણ આશાવાદી ન્હોતા. દલપતરામ, ભોળાનાથ, અંબાલાલ, ફિરોજશાહ, ગોકળદાસ, ન્હાનાભાઈ હરિદાસ, હરિદાસ વિહારીદાસ આદિની પેઢીએ ગુજરાતમાં કંઈક ચારિત્રની દૃઢતા પ્રતિ આરોહણ કરેલું, પરંતુ તે પાછું ઝમાનાનાં આર્થિક ભીંસ વગેરે બળોએ અટકાવી દીધેલું અને ચારિત્રમાં ઉત્તરોત્તર નબળાઈ વધતી જ જતી એમને દેખાતી હતી. યુરોપી રંગરોગાન,

સુગંધસ્વાદ, ભોગવિલાસ અને ફેશનની બાહ્ય ભપકીટપકીનું ચુંબકાકર્ષણ જ એમને ભરતીને વેગે વધ્યે જતું લાગતું હતું. આવી ચર્ચાઓમાં,—જેમ મ્હારા પોતાના ઉછરતા ઝમાના સાથેના વર્તનમાં તેમ,—મ્હારું વલણ હમેશાં બાળકોને પોતપોતાની રુચિપ્રેરણા અને અજ્ઞાતાજ્ઞેય વલણો પ્રમાણે કાળના પ્રવાહમાં અને સમવયસ્કોના સહચારમાં એમનાથી તરાય તેમ તરવાની પૂરેપૂરી આઝાદી આપવાનું રહ્યું છે. બાળકોને વડીલો પોતાના શોખ સંતોષવાનાં સાધન બનાવી લે, ઢીંગલા-ઢીંગલી ગણે, સામદામદંડાદિ યુક્તિપ્રયુક્તિએ તેમને દાબીદબાવી જીતીહરાવી મારીમચડી અમુક જ ઘાટનાં ઘડે, અમુક જ ચીલે પાડી દે, એ વડાઓની દાદાગીરી ઝાઝે નહીં તો થોડે અંશે ભલે કુદરતી ગણાય, લગભગ ફરજ તુલ્ય અનિવાર્ય હોય, વળી એ ગભરુઅજ્ઞ સાધનહીન બીચારાંના હિતની રક્ષક જેવી ય હોય,—તથાપિ મને પોતાને એવી એવી મુરબ્બીવટની ધરમૂળથી સૂગ છે તે છે જ; હું એવા વડીલપણાને ગેરબલ્કે જુલમી અને અકર્તવ્ય ઉપરાંત ત્યાજ્ય જ ગણતો આવેલો છું. હા, બાળક જાતે એને શિષ્યશિષ્યાની હારનું પોતે પોતાના કોઈ વડીલ કે ગુરુમાંથી કોઈ કોઈને આપવલણે ગુરુ જેવું ગણતાં થઈ જાય, જાણ્યેઅજાણ્યે તેનાં બાહ્યાંતર લક્ષણોનાં અનુકરણો તેની ભાવનાઓ, વિચારસરણી, આચારપદ્ધતિ વગેરે આપોઆપ અપનાવે, અને અગર જોકે તે વડીલ તો એમને ચેતવ્યા જ કરવું ઉચિત ગણે, તથાપિ તેને પગલેપગલે ચાલતાં થઈ જાય, એમ પણ બનતું જોઈએ છ, પણ એ તો બાળકોની આઝાદીનો જ એક આવિષ્કાર છે, અને તેને તો હું પણ ખુશાથી સ્વીકારું છું.

૨. ભાઈશ્રી નર્મદાશંકર બહુ વ્હેલા ગયા. અત્યારે હયાત હોત અને શ્રી યશોધરનાં આ હળવાં તો ય અછીછરાં સર્જનો વાંચત, તો એ વાંચતાંવાંચતાં તેઓ કેવા કેવા તરંગે ચડી જાત તે હું કલ્પી શકું છું. અને વળી તરંગોને તો અડપલાંની આદત,

તરંગીને એના તરંગો કંઈકંઈ આડીઅવળી ગુલાંટે ઉછાળેઅફાળે; તથાપિ મ્હને લાગે છે, કે મ્હારા મિત્રને પાંચપંદર મિનિટો દરમિયાન સંતોષની એક ન્હાની નિર્મળ ઝરણી પણ પલાળત, કે ચાલો આ વત્સ–ધાટને તો પ્રજાપતિએ ચાકડેથી હાથમાં લેખણ અને મગજમાં કંઈક કલ્પનાશક્તિ મૂકીને ઉતાર્યો ખરો. . . . બાપ તેવા બેટા એવી કહેવત છે ખરી, તથાપિ નાક, આંખ, ચ્હેરોમ્હોરો, તબિયત અને પ્રકૃતિનાં કોઈ કોઈ સ્થૂલ લક્ષણો ઓધે ઊતરે છે ખરાં, ત્યાં ય ચારિત્ર અને બુદ્ધિની નિર્ણાયક ખાસિયતોમાં પુત્ર પિતા કરતાં માતાને તો પુત્રી માતા કરતાં પિતાને સંભારી આપે એમ પણ ઘણા દાખલામાં બને છે. સાહિત્યવિદ્યા અને સર્જક કલાના ક્ષેત્રમાં જોઈશું તો મહિપતરામ, રમણભાઈ અને શ્રી વિનોદિની-બેન; નંદશંકર, વિનાયક, અને શ્રી હંસાબેન; પીજામ તેના બાવા અને બપાવા; ભોળાનાથ અને નરસિંહરાવ; દલપતરામ અને ન્હાનાલાલ; છગનલાલ પંડ્યા અને કાંતિલાલ : એવા ઝાઝા દાખલા નહીં જડે; અને આપણા દેશની જ મર્યાદામાં રહીને આ નથી કહેતો : કોઈ પણ દેશ કે સૈકાની તવારીખમાં એવો પેઢી–ઉતાર ઝાઝો જોવામાં નહીં આવે. એટલે તો એ જ્યાંજ્યાં જોવામાં આવે છે ત્યાંત્યાં એની વિરલતાના કારણથી આનંદપ્રદ બને છે.

૩. પ્રેમાનંદે નાટકો લખેલાં એ ભ્રમ તો જાણે, એને હલકટ સ્વાર્થે ઊભો કરનાર વ્યક્તિઓ, પોતાની સાથે કળેબળે તેમણે એમાં હોમેલી વ્યક્તિઓ, વળી ભોળપણે કે એમાં પણ દેશના ગૌરવ વા સરસાઇનો પ્રશ્ન છે એવી છેક બાલિશ સમજે તેમાં જાતે ભળનાર વ્યક્તિઓ, તમામ કાળગ્રસ્ત થઈ ગઈ છે તેની સાથે વાદીપક્ષનો ન્યાયાસન આગળથી સદંતર અભાવ થઈ જતાં, આપોઆપ ઊડી ગયેલો ગણાય. અને આપણા અર્વાચીન સાહિત્યમાં નાટક-રચનાનું મંડાણ હરિશ્ચંદ્ર (હિંદી), ઇંદ્રસભા (ઉર્દૂ), કિર્લોસ્કરની નટચમૂ (મહારાષ્ટ્રી), લલિતાદુઃખદર્શક (રણછોડભાઈ ઉદય-

રામ), મિથ્યાભિમાન (દલપતરામ ડાહ્યાભાઈ), 'ભટનું ભોપાળું' તથા 'વીરમતી' (નવલરામ) અને નર્મદ (સારશાકુંતલાદિ) થી ગણવું જ વાજબી લાગે છે. આ પ્હેલા જુવાળમાં આગળ ચાલતાં આપણને ' કાંતા ' તથા 'રાઈ નો પર્વત' મળે છે, અને ડીલાભાઈના, કેશવલાલના, મ્હારા વગેરે તરજુમા આવે છે. બીજા જુવાળનો આરંભ શ્રી બટુ ઉમરવાડિયા, શ્રી કનુ મુનશી આદિથી ગણાય; પારસી ' જુદ્દીન ઝગડો'ને ' ફ્રોહિયાર કન્ફ્યૂઝન', વાઘજી આશારામ, દયાશંકર, ઘોળશા આદિના નટચમૂઓના ખેલો, પ્રો. નરભેશંકર દવે, હરજીવન ભગવાનજી શુકલ અને શ્રી હંસાબ્હેનના શેકસ્પિયરનાં નાટકોના તરજુમા, શ્રી મણિશંકર ભટ્ટનાં નાટકો, શ્રી પટ્ટણીનું 'સિંહગઢ' એ સ્વતંત્ર ઐતિહાસિક નાટક અને 'સંત જોઅન' એ તરજુમો, મ્હારાં 'ઊગતી જુવાની' અને 'લગ્નમાં બ્રહ્મચર્ય' એ સ્વતંત્ર નાટક અને 'સોવિયેટ નવજુવાની' આદિ તરજુમા, વગેરે વગેરેને બીજા ફાલમાં ગણું છું. અને શ્રી ચંદ્રવદન ચિમનલાલ મ્હેતા, શ્રી ઉપેન્દ્ર, શ્રી પ્રાણજીવન વિશ્વનાથ પાઠક વગેરે મળીને થતા ત્રીજા અને હજી ચાલુ રહેલા ફાલમાં અનેક સર્જકોએ પોતાનાં નામ નોંધાવ્યાં છે, તથા બીજા ઉમેરાતા જ જાય છે. શ્રી પન્નાલાલ, શ્રી ઉમાશંકર જોષી અને શ્રી ચુનીલાલ મડિયા જેવા વિશે તો, તેમની નવલ નવલિકા કવિતા આદિ ક્ષેત્રોમાં પ્રકટ થઈ ચૂકેલી સર્જકતા જોતાં, આપણને મોટી મોટી આશાઓ રાખવાનો ય ચોકખો હક્ક છે; અગર જો કે સર્જકની સર્જકશક્તિ એક ક્ષેત્રે આવિષ્કાર પામી તેવો બીજામાં પામશે અગર દશ વર્ષ પ્રવર્તેલી છે તેમ બીજાં થોડાં કે વધારે વર્ષ ચાલ્યા જ કરશે, એમ કહી શકાતું નથી. મહાનવલના દુર્ઘટ ક્ષેત્રમાં સારી રીતે વિજયી નીવડનાર ગો. મા. ત્રિ. જેવા સર્જક પણ કવિતાક્ષેત્રે બીજી પંક્તિના ગણાય અને નાટકક્ષેત્રે તો ઊતરતા જ ગણવા પડે છે, એ જાણીતી હકીકત આપણને સર્જનના કોઈ એક ક્ષેત્ર પરથી બીજા ક્ષેત્ર વિશે અનુમાન કરતાં ચેતવવાને પૂરતી છે.

૪. **ભાઈશ્રી યશોધર ન. મ્હેતાનાં** આ સર્જનો આપણા અર્વાચીન નાટ્યસાહિત્યના ત્રીજા ફાલમાં તખ્તાલાયકી, માનવ-પ્રકૃતિના નિરૂપણમાં વાસ્તવિકતાની સાથે રેખાલાઘવ તેમ પ્રસંગોપાત્ત બે પ્રકૃતિ વચ્ચેનાં ઘર્ષણ કુદરતી રીતે જ પ્રકટ કરવાની એમની પકડ, તાજગીભર્યું સંવાદકૌશલ, વગેરે એમના ગુણોને લીધે ઊંચું સ્થાન પામશે એમાં શંકા નથી. જુદાંજુદાં કલાભોગી નટનટીઓને હાથે સ્થળેસ્થળે અવારનવાર જેમ એ વધારે ભજવાયા કરશે તેમ વધારે ફેલાવ અને સજીવનતા મેળવશે. મરાઠી અને બંગાળી પ્રજાઓમાં સર્જકોએ તવારીખે નોંધાયલા બનાવો, પ્રસંગો અને ઉચ્ચનીચ થરમાંનાં નાનાવિધ પ્રકૃતિનાં પાત્રોનો જેટલો લાભ લીધો છે, તેથી દશમા બારમા હિસ્સા જેટલો પણ ગુજરાતી સર્જકોએ આજ લગી લીધો નથી. પણ હવે આ આઝાદ યુગમાં એક તો આખી પ્રજામાં કેળવણી ઝડપથી ફેલાશે અને બીજું—આમવર્ગની ગરીબી, નશાખોરી, ધર્માંધતા, બેજવાબદારી, આદિ અધન્યતાઓના નિવારણાર્થે પણ વ્હેપાર અને ધનસંચય સાથે જોડાયલી અતિલોભાદિ કૃપણતાઓ ઉપર સદાના કાપ મુકાશે, તેમતેમ મુકાબલે અસ્થૂલ સામાજિક ભોગવિહારોને ઉત્તેજન મળતું જશે, એટલે શિષ્ટ કક્ષાનાં વર્તમાનપત્રો અને સિનેમાગૃહો. સંગીત, સાહિત્ય, નાટ્ય, મેળા, રમતગમત પ્રદર્શન, આદિ સંઘપ્રવૃત્તિઓનું આપણું સંસ્કાર-અંગ સારી પેઠે પોષાતું જશે એમ પણ આશા રાખી શકાય. આ સ્થૂલસૂક્ષ્મના અંતરાળમાંની પ્રવૃત્તિઓ સોવિયેટ સંસ્કૃતિના વિસ્તીર્ણ પ્રદેશોમાં જેટલી ઝપાટાબંધ ખીલી આવી છે તેમ થતાં તો અહીં વાર લાગશે, પરંતુ ચૈતન્ય સ્વયંજીવી સત્ત્વ છે, એક વાર અવતરતાં પોતાની મેળે આપબળે વધતું જાય છે, પોતાની પ્રજાસંતતિ પણ ઉપજાવે છે. આ સર્જનો જે ચોઘડિયે બહાર પડે છે તેમાં પણ તે ભાગ્યશાળી લાગે છે. એટલે એ ચોપડી રૂપે પ્રકટ થતાં તેમાં આરંભે સ્વાગતના બે બોલ મૂકતાં આનંદું છું. ભાઈ નર્મદાશંકરે મ્હારા

આગ્રહથી બદકે મ્હારા નિરંતર દબાણનું માન રાખીને કવિ બાળાશંકરના જીવન વિશે અને "સ્નેહમુદ્રા" કાવ્યના આશય વિશે લખાણ કરવાનો સમય કહાડીને મ્હારા ઉપર પણ જો અંગત ઉપકાર કરેલો ગણાય, તો એવું સાત્ત્વિક ઋણ એ તો ગયા તથાપિ વાળવાનું કે વાળી શકાતું હોય, તો તે આ રીતે યથાશક્તિ યથાપ્રસંગ ફૂલ નહીં ને ફૂલની પાંખડી જ બદલામાં ધરીને વાળું છું, એવા કંઈક સંતોષને ભાવે પણ આ પ્રવેશક લખું છું.

૫. અર્વાચીન યુરોપી નાટક–નાટિકાઓમાં બે દૂષણ સર્જનની છેક નાભિ લગી ઊતરી ગયાં છે અને આખા આયોજનમાં ઓતપ્રોત થઈ ગયાં છે. વિજ્ઞાન અને વાસ્તવિકતા પ્રતિ યુરોપી બુદ્ધિ અને વિદ્યાનું વલણ ત્યાંની કલાકૃતિઓને પણ વૈજ્ઞાનિક (સાયન્ટિફિક) ગદ્યાત્મક (પ્રોઝેઈક) બનાવી રહી છે. બેશક, એમની તખ્તાલાયકી અને એમનાં કાર્યોના નિરૂપણમાં વેગ આમ વધે છે, એ લાભ ન્હાનો નથી. તથાપિ પ્રાચીન ગ્રીક તખ્તા ઉપર કે આપણા કાલિદાસનાં નાટકોમાં, અરે શેકસ્પિયર મૉલિયેરના સમયનાં નાટકોમાં પણ જે સૌંદર્ય છે, જે વારંવાર દેખાતું જ રહે છે, સર્જક આપણને ઘૂંટ પર ઘૂંટ પાયા જ કરે છે, તે અર્વાચીન યુરોપીય નાટકનાટિકામાં કેટલું તો ઓછું થઈ ગયું છે! અને મુસાફરીમાં આપણે જે ક્ષણે નીકળીએ ત્યારથી બને તેટલા ઓછા સમયને ભોગે આપણે ઇષ્ટ મુકામે પ્હોંચી જવા ઇચ્છીએ તે કુદરતી હોય, તથાપિ એથી એમ ફલિત નથી થતું કે કલાક્ષેત્રમાં વસ્તુના બીજનિક્ષેપથી માંડીને તેનું અનિવાર્ય પરિણામ આવતાં સમય જેમ ઓછો લાગે તેમ સારું ગણાય. કુદરતનાં ફળ રતે જ પાકે છે અને પોતાની પરિપૂર્ણ મિષ્ટતા પામે છે. કૃત્રિમ ઉષ્મા કે ઠંડીવાળા મંડપોમાં ઉછેરેલાં અને ઋતુમેળથી સ્વતંત્ર બનીને ઝટ મેળવેલાં ફળ ભલે મોટાં હોય, ભલે રંગ અને દેખાવમાં ચડિયાતાં હોય, પરંતુ સ્વાદ ગંધ રસ અને પોષકતાના ગુણોમાં ઊતરતાં જ રહે છે. તખ્તા ઉપર પણ હાથીની

સવારી આગગાડી વેગે પૂરપાટ જાય તે ભૂષણ નથી, દૂષણ જ ગણાય. સૌંદર્યપ્રાશન માફકસર કોળિયા ધીરેધીરે ચાવીને રસ ઉતારિયે તેમતેમ જ થઈ શકે. વળી એમ ફરીફરી જોઇએ, તેની ચોપડી બેચાર વાર વાંચિયે, એ વાગોળવાની ક્રિયા પણ કલા-સંવિધાનના સૌંદર્યના પૂરતા આસ્વાદનોપભોગ માટે આવશ્યક છે. એટલે આમ દર્શન–શ્રવણના પ્હેલા ઝપાટામાં પૂરેપૂરું ગ્રહણ ના જ થઈ શકે, વાગોળવાની જરૂરત ઊભી રહે જ, એવું સૌંદર્ય એ સૂક્ષ્મ દ્રવ્ય છે. યુરોપી નાટકનાટિકાની નિશાળે પારંગત થતાં પણ આપણા સર્જકોએ આ ભૂલવું ન ઘટે.

૬. અર્વાચીન યુરોપી નાટકનાટિકાનું બીજું દૂષણ એમાં વધી પડેલી અને હજી પણ વધતી જ જતી ઝીણવટભરી "સજાવટ"-ની અસંખ્ય વિગતોનું જણાય છે. કોઈ પણ દૃશ્ય રજૂ કરતાં ઓરડો આવો, તેની ત્રણ બાજુએ આવેલ ઓરડા કે ન્હાનો બાગ કે શેરી આવાં, દીવાલોમાં દ્વાર અમુક અમુક સ્થાને, દીવાલો પર ઘડિયાળ છબીઓ આદિ આ અને તે, ઓરડામાં ઉપરકરસરંજામાદિના પ્રકારગોઠવણાદિ આવાં ન ઇતર, તેમાં છાયાપ્રકાશાદિની વ્યવસ્થા આ ઢબે, વળી દરેક પાત્રનાં વસ્ત્રાભૂષણ ચ્હેરેમ્હોરે અને હાવ-ભાવ પણ નાટ્યકારો વધતાં જતાં લંબાણે અને અતિશય ઝીણવટે વર્ણવતાં ધરાતા જ નથી. કલા રજૂ કરે છે તે દૃશ્યો વાસ્તવિક દૃશ્યોની છબી જ હોવાં જોઈએ એ ભૂલ ન્હાની નથી. કલાદૃશ્યો પણ અ–ઘર અ–ભોમ અ–ભિત્તિચિત્ર ન હોવાં જોઇએ બેશક; પરંતુ તેમને છબીઓ જ બનાવતાં પણ કલા તો મારી જાય. જેમ વાસ્તવિકતા વધારો તેમ સૂચકતા, અર્થભાર, ધ્વનિ, મોહ અને સુંદરતા ઘટવાનાં જ. નાટક એવી કલાકૃતિ છે કે તેના સાંગોપાંગ આવિષ્કરણમાં નટ નટી અને પ્રેક્ષકોની કલ્પના નાટકવિષયના મૂલ દ્રષ્ટાની કલ્પના સાથે સમભાવે સહકારે પ્રવર્ત્તવી જોઈએ. નાટકલેખક બધું જ એક પોતાને માથે ઉઠાવવા જાય તે એના

સ્વાશ્રયનો અતિશય અને અહંભાવ જ છે; એનાથી કલાને લાભ કરતાં હાનિ જ વિશેષ થાય છે. નાટ્યકાર, નટ અને પ્રેક્ષક ત્રણે આપોઆપ ગ્રહણ કરી શકે એવા સંકેતો (કન્વેન્શન્સ), જેમ જેમ આપણે સફળ કૃતિઓને વધારે તપાસીશું ચૂંથીશું તેમ તેમ તેમાં વધારે ને વધારે જોવામાં આવશે. વિગતવાર ઝીણવટભર્યાં વર્ણનો આ સંકેતોનું કાર્ય બજાવી જ શકે નહીં. આ સંકેત પોતે પૂરેપૂરા કદાપિ દર્શાવી ન શકાય એ ખરું, પણ તેથી તે નથી જ પ્રવર્ત્તતા, અથવા અવગણવાયોગ્ય છે એમ માનીને વર્તતો નાટ્યકાર શ્રેષ્ઠ કૃતિ કદાપિ સજી નહીં શકે.

૭. આ બીજા દૂષણનો પ્રતિકાર ભાઈશ્રી યશોધરે આપણાં સંસ્કૃત નાટકોની પ્રણાલિકાના સૂત્રધાર અને વિષ્કંભકાદિનો ઘટતો લાભ લઈને કર્યો છે. શ્રી યશોધર પોતે જણાવે છે કે ફ્રેન્ચ નાટ્યકાર 'સાશા ગીત્રી'એ આ તદબીર વાપરેલી જોઈને પોતે તે ઉપયોગમાં લીધી છે. 'સાશા ગીત્રી'ને સંસ્કૃત નાટકો વિશે કશી માહિતી ના પણ હોય. આપણા વિષ્કંભકાદિમાં સૂત્રધાર કે મૂલ સંયોજક (નાટ્યકાર)ને બદલે વિદૂષક, શિષ્ય, શિષ્યા, ચેટી, કંચુકી, પ્રતિહારી જેવાં ગૌણ પાત્રો આવી આગલા અને પછીના દૃશ્ય વચ્ચેના અંકોડારૂપ બનાવ સંક્ષેપમાં જણાવી જાય છે. આને બદલે લેખક પોતે તે જણાવે એમાં વસ્તુતઃ કશો ફેર પડે નહીં.

૮. સંત જોઅનમાં એના પ્રખર બુદ્ધિમાન કર્તા જગદ્વિખ્યાત જી. બર્નાર્ડ શૉ નાટકોમાં દિવ્ય આદેશ, ચમત્કારો (મિરેકલ્સ) આદિ વિશે એક સ્મરણીય ખુલાસો ફ્રાન્સના રાજ્યના મોટા ધર્માધિકારી કેથલિક પાદરી દ્વારા જણાવે છે. (તે કહે છે) આપણે વસ્તુસ્થિતિથી સારી રીતે માહિતગાર હોઈ અમુક બનાવ બનેલો તેનાં ખરાં કારણ જાણતા હોઈયે, આમવર્ગ તે જાણતો ના હોય, તેની સમજણમાં ઊતરી ના શકે એવો તે અજ્ઞ હોય, અને ઈશ્વરી આદેશ, ચમત્કાર આદિમાં શ્રદ્ધાળુ, ધર્મિષ્ઠ કે વ્હેમી જે ગણો તેવો,

હોય. બનાવમાં વિજય મેળવનાર વિજય ખાટે છે આવા શ્રદ્ધાળુ સેંકડો ને હજારોની સંખ્યામાં તેને મરણિયા થઇ ટેકો આપે છે તેથી; ન અન્યથા. વિજેતાની શક્તિ જે સેનામાં છે તે સેનાની પોતાની મરણિયા થઈને લડવાની શક્તિ તેમની એ વ્હેમી શ્રદ્ધાથી જ આવે છે. એમની એ શ્રદ્ધા ઘટે એવું 'સત્ય' ફેલાવવા મથતાં, વિજેતા જે તલવારે જીત મેળવે છે તે તલવાર જ બૂઠી પડે. ઓર્લિયન્સના વિજયનો દાખલો લ્યો. અંદરના બ્રિટિશ સૈનિકો તો થોડા હતા. ઓર્લિયન્સને બ્રિટિશની મૂઠીમાં ટકાવી રાખનારું ખરું બળ તો બંદરમાંની એમની નૌકાસેના હતી. હવે પવન એવો ફરી ગયો કે એ વહાણો બહાર દરિયામાં જ ઠેલાય, બંદરમાં ન રહી શકે કે ન કિલ્લાની વધારે નજીક આવી શકે. આ તકનો લાભ લઈ શાણા ફ્રેન્ચ સેનાપતિએ હલ્લો કર્યો. સંત જોઅન સાથે-મોખરે-ધર્મની ધજા ફરકાવતી હરોલમાં જ ધસી ગઈ, તેની પાછળ ફ્રેન્ચ સૈનિકો શ્રદ્ધાબળે મરણિયા થઈને ધસ્યા, અને મહિનાઓ લગી હંફાવ્યા કરતો હતો તે કિલ્લો સર થઈ ગયો અને એ ચમત્કારિક ઘટના ગણાઈ. સંત જોઅનને ફ્રાન્સને તેની અવદશામાંથી મુક્ત કરવાને ખુદ ઈશ્વરે જ ખાસ મોકલી છે, એ સંત જોઅનની અદ્દ્ભુત યોગ્યતા સાબિત થયેલી મનાઈ અને વધાવી લેવાઈ. આવી શ્રદ્ધા સામે ( પાદરી નાટકમાં પૂછે છે) કયો ફ્રેન્ચ દેશભક્ત 'સત્ય'ને નામે કે ગમે તે કારણે ઓઠ પણ ફફડાવી શકે ?

નાટયકારે બીજું એ લક્ષમાં રાખવાનું છે કે પોતાનું શ્રોતા-મંડળ મોટે ભાગે શ્રદ્ધાળુ ' આસ્તિકો 'નું હશે કે વૈજ્ઞાનિક દૃષ્ટિએ શંકાશીલ ખાપરા ખોડિયાનું ? અહમદશાહના સમયનો પીર રણ-છોડલાલના વડીલ ગિરનારનાં યાત્રાએ ગયેલા ત્યારે ત્યાં એક તપસ્વી-રૂપે અવતરેલો હતો અને પોતાના આગલા ભવની એને સ્મૃતિ હતી, એ યોગીમાં નવે અવતાર આવેલો પીર અહમદશાહના ભૂત-( ઇં. ઘોસ્ટ )ને કહે, જા મ્હારા આશીર્વાદબળે ત્હારો માનસપુત્ર—

મ્હારા અમદાવાદનો બીજો વિધાયક, ફલાણો બાળક થવાનો : એ ઘટનાને કર્તાએ બનતાં લગી આછું રૂપ આપ્યું છે તે જ ઠીક કર્યું છે; કેમ જે વસ્તુમાંના એવા એવા અંકોડા હાલના શ્રોતાપ્રેક્ષક-વાચકોને કેટલા પ્રતીતિકર અને રુચિકર લાગે તે શંકાસ્પદ છે.

પરંતુ કર્તાએ વસ્તુમાંના 'માતા'ના પ્રસંગોને નાટ્યકલાને વધારે અનુકૂળ રૂપે આણ્યા છે અને નાટકનો મુખ્ય વિજય રણછોડ-લાલ અને જેઠીબાનાં પાત્રોને સજીવન વ્યક્તિ જેવાં જ આલેખ્યાં છે તે જ છે. અભિનયકુશલ નટનટી સાથે ભજવાતાં આ ખેલ દીપી ઊઠે એમાં શક નથી.

૯. આધુનિક નાટ્યકલાના એક સારા અભ્યાસી અને કારી-ગરને બર્નિયરના પ્રવાસપુસ્તક ઉપરથી શ્રી યશોધરે સર્જેલું નાટક રસિક છટાદાર અને સચોટ લાગેલું છે તે સાથે મળતો આવું છું અને ઉમેરતાં આનંદ થાય છે કે સર્જકની તટસ્થ આંખે ઔરંગ-ઝેબને યુરોપના રાજ્યલોભને કે હિંદની કંગાલિયતને કશાને અવ-ગણ્યાં નથી. સર્જકો મુસાફરોના અહેવાલો પરથી કે તવારીખમાં નોંધાયલા મ્હોટાન્હાના બનાવો ઉપરથી, જીવનચરિત્રોમાંથી કે સાહિત્યમાં અનાયાસે ગૂંથાયલાં વર્ણનોની મદદથી, લોકકહેવતો અને કહાણી–કિસ્સા ઉપરથી કે ભૂતકાળનાં જે કંઈ જેવાં જળવાયલાં છે તેવાં સાધનો પરથી આવાં જેટલાં નાટકનાટિકાગોફ ગૂંથી આપશે તે સર્વ, કલાકારીગરી સંવાદકૌશલ અને પાત્રનિરૂપણે સજીવનતા આણવાની કલા સધાઈ હશે તો, લોકાદર પામશે, અને સારાં નટ-નટીને હાથે ભજવાતાં જશે તેમ તેમ અવનવાં પ્રેક્ષકવૃંદોને જ્ઞાનરસ અને મનનપ્રવૃત્તિની સારી લ્હાણી કરતાં રહેશે.

૧૦. આમાંની દરેક કૃતિ વિશે લખવાનો ઇરાદો છે જ નહીં એટલે 'હુએન્સંગ' વિશે જ ચાર અક્ષર ઉમેરું છું. એમાં કર્તાએ નાયકની એકાગ્ર આત્યંતિક ભક્તિને પકડી તેને જ સાકાર કરી છે.

એક પછી એક દશ્ય વિષયની આ પરાકાષ્ઠા તરફ પ્રેક્ષકવાચકને ચડાવે છે અને કર્તાએ ધારેલું નિશાન પાડયું છે એમ મ્હને તો લાગે છે. અને તોપણ કંઈક અસંતોષ રહે છે. આ હુએન-સંગ વસ્તુને વળગીને પણ એઓ શ્રીહર્ષવર્દ્ધન અને ઉત્તર-મધ્ય-હિંદ તથા વલભી અને પશ્ચિમ હિંદને આપણા તખ્તા ઉપર સજીવનરૂપે આણી શકત. આવો લાભ એમણે જતો કર્યો છે, તે સર્જકની તટસ્થતા ગણાય કે એક બિંદુ પર એકાગ્રતા કહેવાય કે કેવળ બેપરવાઈ? અનનુકૂલ વિવેચક એને જાતે આવીને આહ્વાન દેતી તક એમણે ગુમાવી એમ પણ શું ન વર્ણવી શકે?

ડિસેંબર ૧૯૪૭ બલવંતરાય કલ્યાણરાય ઠાકોર

# અનુક્રમ



# ચિત્રોનો ક્રમ

# રણછોડલાલ

પ્રત્યેક કલાકૃતિની પાછળ કલાકારની કલ્પનાનો, તેના સુખ દુઃખની પળોનો, વૃત્તિની એકાગ્રતાનો, ઇતિહાસ હોય છે. તૈયાર રસોઇ જમનારને રસોઇ કરનારની તિતિક્ષાનો ભાગ્યે જ ખ્યાલ હોય છે. કલાકારની કલ્પના એ કેવળ વિલાસ નથી, પરંતુ તિતિક્ષા છે, તપ છે.

'રણછોડલાલ'ના સર્જનની પાછળનું આવું કેટલુંક સંવેદન જણાવવું હેતુપુરઃસર હોવાથી તે જણાવું છું.

અમદાવાદના ૫૦૦ વર્ષના ઇતિહાસમાં તેના ત્રણ વિધાયકો તરફ મારી દૃષ્ટિ વિશેષ આકર્ષાઈઃ (૧) અહમદશાહ, (૨) રણછોડલાલ છોટાલાલ અને (૩) ગાંધીજી. એકે અમદાવાદને જન્મ આપ્યો, બીજાએ મિલઉદ્યોગ બક્ષી આર્થિક સમૃદ્ધિ આપી, તેને આખા હિંદમાં જાણીતું કર્યું અને ત્રીજાએ રેંટિયો આપી, નવી ફિલસૂફી અને નવા આચારવિચારનાં વહેણ ચલાવી આર્થિક સમૃદ્ધિમાં ધાર્મિક અને રાજકીય સમૃદ્ધિ ઉમેરી, તેને આખી દુનિયામાં જાણીતું કર્યું. આમ, અમદાવાદની સમુત્ક્રાંતિના ત્રણ તબક્કા છે અને એ ત્રણે તબક્કાના ત્રણ પ્રતિનિધિઓ સાથે અમદાવાદનો ઇતિહાસ સંકળાએલો છે. અમદાવાદમાં બીજા મહાપુરુષો થયા છે ખરા, પરંતુ છેલ્લાં ૫૦૦ વર્ષના ઇતિહાસ પર એકધારી નજર કરતાં ત્રણ તબક્કા જ મહત્ત્વના લાગે છે અને તે તે તબક્કાના પ્રવર્તક આ ત્રણ મહાપુરુષો જ વિચારકનું વિશેષ ધ્યાન ખેંચે છે.

અહમદશાહના સવિશેષ અભ્યાસના સાધનને અભાવે અને ગાંધીજીના સવિશેષ અભ્યાસની શક્તિના અભાવે—તેઓ સ્થૂલ શરીરે હયાત છે તે વાત બાજુએ મૂકતાં પણ—મારી વૃત્તિ રણછોડડલાલ ઉપર એકાગ્ર થઈ; પણ એમ પણ ખરું, કે અહમદશાહ ઘણા

દૂર અને ગાંધીજી ઘણા નજીક ને લગભગ સર્વવ્યાપી, એટલે એ બે મહાપુરુષોને કલ્પનામાં પકડવાનો મનસૂબો ઊઠતાં જ શમી ગએલો.

રણછોડલાલના જીવનમાંથી મારી કલ્પનાને નાટકનું ભરપૂર વસ્તુ સાંપડ્યું. તેમના જન્મને લગતી વિચિત્ર કહાણી, ભારેખમ ઓદ્ધા ઉપરથી બરતરફી, એ બરતરફીની અંદર છુપાએલું અમદાવાદની ભાવિ ઉન્નતિનું બીજ, એ બરતરફી પાછળની વિચિત્ર ઘટના, એ બધું વિચારતાં–ગોઠવતાં, પાડતાં–ગોઠવતાં, ઘડતાં–ગોઠવતાં, મને લાગ્યું કે રણછોડલાલના જીવનમાં નાટકનું બીજ છે અને તેમાંથી એક સુંદર વૃક્ષ ઊગી શકે તેમ છે. એમના જન્મથી માંડીને નોકરીમાંથી બરતરફી મળવા સુધીમાં મને વિધિનો કોઇ અપૂર્વ સંકેત સમજાયો.

રણછોડલાલનો જન્મ તેમના માતાપિતાની પાછલી અવસ્થામાં ગિરનારની યાત્રા દરમિયાન એક તપસ્વીના આશીર્વાદના કારણે થયો હતો. એમના બાપનાં મા સતી થએલાં અને ચિતા પર ચડતી વખતે પોતાના દીકરા છોટાલાલને કહેલું કે તારી સાત પેઢી જાહોજલાલી રહેશે. આવી હકીકત રણછોડલાલના ચરિત્રકાર આપે છે. ગિરનારના તપસ્વીએ છોટાલાલ બક્ષીને ( રણછોડલાલના પિતાને ) આશીર્વાદ આપેલા, તે હકીકત પણ કલ્પનાને ઉત્તેજે તેવી છે. ચરિત્રકારના શબ્દો ટાંકું છું: ‘ અમદાવાદ આવ્યા પછી થોડી મુદતમાં પોતાની બે પુત્રીઓને લઈ બક્ષીજી અને તેમનાં પત્ની લાભબાઈ ગિરનારની યાત્રાએ ગયાં. ત્યાં ફરતાં ફરતાં એ બધાં ભૂલાં પડ્યાં. આમથી તેમ ખોયોમાં આથડ્યા, પણ રસ્તો જડે નહિ. અંતે તેઓ એક મોટી ગુફા આગળ આવ્યાં. ત્યાં એક તપસી તપ કરતા તેમના જોવામાં આવ્યા. તેમનું સ્વરૂપ જોઈને તેમને ઘણો ભય લાગ્યો. આખરે ગુફામાંના તપસી જાગ્યા. તેમનાં નેત્ર ઊઘડેલાં જોઇ બધાં તેમને પગે લાગ્યાં. તેમને જોઈને તપસી જાણી ગયા, કે તેઓ દુઃખાત છે. પછી તપસીએ લાભબાઈને થોડી ભભૂતિ આપી અને આશી-

વીંદ દીધો, કે 'જાઓ તમારી મનઃકામના સિદ્ધ થશે અને તમને પ્રતાપી પુત્ર થશે તે રાજ્ય કરશે.' ( ભગવાનલાલ બાદશાહકૃત રણછોડલાલનું ચરિત્ર. )

મારી કલ્પનાએ અમદાવાદના વિકાસમાં વિધિનો સંકેત કલ્પી, રણછોડલાલને અહમદશાહના માનસપુત્ર કલ્પ્યા અને જે માણેકનાથ બાવાએ અહમદશાહ પર અનુગ્રહ કરી શહેરને નિર્વિઘ્ન બાંધવા દીધું, તે જ માણેકનાથના આત્માનું ગિરનારના તપસ્વીમાં અવતરણ જોયું; એટલે મેં એ આખો યે પ્રસંગ—અહમદશાહના આત્માની સૈકાઓજૂની ઝંખના, તેનું ગિરનારના તપસ્વીમાં ઊતરેલા માણેકનાથની આગળ હૃદયનિવેદન અને 'જા તારો વારસ છોટા બક્ષીને ઘેર જન્મી ચૂક્યો છે' એવું તપસ્વીનું વચન—કલ્પનાથી સંસ્કારીને, સાંગોપાંગ ઘડીને, નાટકને અનુરૂપ રચ્યો. રણછોડલાલના સ્થૂલ જીવનની પાર જોવાની મદદ મને જેટલી આ પ્રસંગમાં સાંપડી, તેટલી જ એક બીજા પ્રસંગમાં પણ સાંપડી. આ પ્રસંગ તે એમની બરતરફીનો. બરતરફી વખતે તે આસિસ્ટન્ટ પોલિટિકલ એજંટ હતા.

રણછોડલાલ ઉપર રૂશ્વતનો આરોપ મુકાયો. તેમનાં પત્ની જેઠીબા મારફતે આઠ હજાર રૂપિયાની તેમણે લાંચ લીધેલી એવું તહોમત મુકાયું. લાંચ લુણાવાડા દરબાર તરફથી મળેલી. આ હકીકતમાં નીચેના ત્રણ મુદ્દાઓએ મારી કલ્પના સતેજ કરી: ( ૧ ) આઠ હજાર રૂપિયામાં 'આઠ'નો આંકડો; ( ૨ ) લુણાવાડા દરબારે ગાદી ઉપર આવ્યા "પછી"—પહેલાં નહિ—બરાબર 'આઠ' મહિને તે રકમ જેઠીબાને મોકલાવેલી તે સૂચક હકીકત; ( ૩ ) જેઠીબા તરફ દરબારનાં માતુશ્રી બલ્કે મરહૂમ રાણીસાહેબનો અપૂર્વ ભક્તિભાવ અને તેમણે દરબારને જણાવેલું, કે ગાદી ઉપર આવ્યા બાદ આઠ હજાર જેઠીબાને આપવા; તે પ્રમાણે નાણું અપાએલું.

સ્થૂલ દૃષ્ટિથી ભલે એ રૂશ્વત ઠરે; પણ 'આઠ હજાર', 'આઠ માસ પછી', 'ગાદીએ આવ્યા પછી', 'મરહૂમ રાણી સાહેબની

ઇચ્છાનુસાર ' વગેરે હકીકતોની પાછળ મેં રહસ્ય જોયું. જેઠીબાને રાણીસાહેબ શક્તિનું સાક્ષાત્ સ્વરૂપ માનતાં હશે અને જેઠીબા શક્તિનાં પૂજક હતાં તે વાત ખરી છે. આઠનો આંકડો ' શક્તિ 'નો મનાય છે તે જાણીતી હકીકત છે. એ લાંચ નહોતી–ગાદીએ આવ્યા ' બાદ ' લાંચ કેવી ?—સંકલ્પની સિદ્ધિરૂપ ભેટ હતી. ગમે તેમ હો, પણ મારી કલ્પનાને તેની પાછળ, જેઠીબાના આઠ હજારની પાછળ, રણછોડલાલનાં સતી દાદીમાનો સંકેત સમજાયો.

સ્થૂલમાં સૂક્ષ્મ જોવું એ કલાકારનો ધર્મ છે, લક્ષ્ય છે, વારસા-હક્ક છે. મેં જોયું અને નાટકમાં ગૂંથ્યું. સ્થૂલ સૃષ્ટિ એ જ વાસ્તવ-સૃષ્ટિ છે, એવો પ્રતિબંધ કલાકારની ક્રાંતદૃષ્ટિને હોતો નથી, હોઈ જ ન શકે. એની કલ્પના, એનું આંતર્ જગત, વાસ્તવ જગત જેટલું જ સત્ય છે અને હેતુની સિદ્ધિમાં જ જો સત્યની પ્રતિષ્ઠા માનીએ, તો રસાસ્વાદનો હેતુ સિદ્ધ કરાવવામાં કલાકારની દૃષ્ટિના સત્યની પ્રત્યક્ષ પ્રતિષ્ઠા છે. એવો અતીંદ્રિય રસાસ્વાદ કરાવનાર કલાને વાસ્તવિક અવાસ્તવિક વગેરે અર્થહીન વિચાર–ચોકઠામાં પૂરી શકાતી નથી.

આ નાટકમાં લેખકને પાત્ર રૂપે વર્ણ્યો છે. ફ્રેન્ચ લેખક 'સાશા-ગીત્રી'નાં નાટકોમાં મેં આ પ્રયોગ લંડનમાં જોએલો. લેખક સ્ટેજ ઉપર આવી વાર્તાનો તંતુ યોગ્ય સમયે યોજી આપે. એ પદ્ધતિ ગુજરાતની રંગભૂમિ સ્વીકારે એટલું ઇચ્છી અટકું છું.—**ચ. ન. મ.**

[ આધારગ્રંથો : એડવર્ડ્ઝ અને જેમ્સ કૃત ' એ મેમ્વર ઑવ રાવ બહાદુર રણછોડલાલ છોટાલાલ'; ભગવાનલાલ બાદશાહ કૃત 'રણછોડલાલનું જીવનચરિત્ર'. રત્નમણિરાવ ભીમરાવ કૃત 'ગુજરાતનું પાટનગર અમદાવાદ'; નરસિંહરાવ ભોળાનાથ કૃત ' સ્મરણમુકુર '.]

[ **લેખક :** રણછોડલાલ કોણ ?—તમે પૂછશો. ગુજરાતના મિલ-ઉદ્યોગનો પિતા. અહમદશાહ પછીનો અમદાવાદનો વિધાયક. એના જીવનનું આ નાટક છે.

હવે તમને અમદાવાદની એક પોળના મેડામાં લઈ જાઉં છું. ત્યાં એક સાતેક વરસનો બાળક એની માતાની ગોદમાં સૂતેલો છે. રાતના ત્રણેક વાગ્યે એ ઝબકી ઊઠ્યો છે. ]

**મા : બાપુ, શું છે ? ( થોડી વારે ) શું થયું બેટા ? આટલો થથરે છે કેમ ? આ રહી હું.**

**બાળક : પણે ખૂણામાં કોઈ છે.**

**મા : ગાંડો રે ગાંડો ! લે દીવો કરું. લે જો, કોણ છે ? ઊંઘમાં બીન્યો બેટા. લે, સૂઈ જા હવે. આવ મારી સોડમાં. ( થોડી વાર પછી અવાજ આવે છે—)**

**અવાજ : ઇલાહી તુ ઈઁ શહરે આલી બીના,**
**મદે તા બહસ્રશ ઝવાલો ફ્ના.**

( એમ બીજી વાર, ત્રીજી વાર અવાજ આવે છે. )

**અવાજ : મા બીશ, બેટા ! તું નકામો બીશ મા; છે શાહ અહમદશાહનો આવાઝ આ. (થોડી વાર અટકે છે.) બેટા ! આવ મારી પાસે, ખૂણામાં આવ. આવ; બીશ નહિ. હું તને કંઈ નહિ કરું. મારે તને કાંઈક કહેવું છે. માને ના જગાડીશ બાપુ ! તું એકલો આવ. કેવો ડાહ્યો છોકરો છે ! આવ ભાઇ, આવ; આવ્યો ? અહીં બેસી જા અને સાંભળ. (થોડી વાર મૌન પ્રસરે છે.)**

**અવાજ : બેટા ! હું અહમદશાહ છું. તું મારો માનસપુત્ર છે; શહરે અહમદાબાદનો સાચો વારસ છે. ચારસો સાલથી મારો આવાઝ વેરાન રણના એકલા મુસા-**

ફરના આવાઝની માફક ખાલી ગયો છે. નાશાજ ને નાઉમેદ અહમદશાહે તને પોળે પોળે ને ગલીએ ગલીએ ખોળ્યો, વર્ષોથી ખોળ્યો; પણ તું લાધ્યો નહિ. હર રાત રોજામાં રાતભર આંસુ સાર્યાં. રાતભર બંદગી ગુજારી. માણેકનાથને વીનવ્યા ને માણેકનાથનો આત્મા જગાડ્યો. એ આત્માએ કહ્યું, કે ગિરનારના એક તપસીના શરીરમાં તે ઊતર્યો છે, માટે ત્યાં જા. બેટા! હું ત્યાં ગયો તપસીને જગાડ્યા તપસીએ કહ્યું: 'જા, તારો વારસ છોટા બક્ષીને ઘેર જન્મી ચૂકયો છે, સાત વરસ થયાં. જા, મેં માણેકનાથે મારું વચન પાળ્યું છે. તારા શહેરનો જે ઘડીપળમાં જન્મ છે, તે જ ઘડીપળમાં એના જન્મનો સંકેત મેં યોજ્યો છે! જા, હવે ભટકવાની જરૂર નથી. માણેકનાથના તને ને તેને આશીર્વાદ.'

બાળક: પણ મને તો બહુ ઊંઘ આવે છે. હું તો સૂઈ જાઉં છું.

અવાજ: ઊંઘ? બેટા, ચારચાર સૈકાથી હું ઊંઘ્યો નથી ને ઊંઘની સામે ઝઝૂમ્યો છું! ઊંઘની તો હવે મારે જરૂર છે, તારે કે તારા અહમદાબાદને નહિ.

(બાળક બગાસું ખાય છે.)

બાળક: (રડવા જેવા અવાજે) ભઈ, મને તો ઊંઘ આવે છે. જવા દોને! કાલે સવારે આવજો.

અવાજ: (હસતાં હસતાં) સવાર તો પડી ચૂકી છે.

બાળક: સૂરજ વગર?

અવાજ: તું જાગ્યો ત્યારથી પ્હો ફાટ્યો છે.

(ચારના ડંકા સંભળાય છે, કૂકડો પણ બોલે છે.)

અવાજ : અહમદાબાદના આફતાબ! સૈકાઓના સાગરમાં અહમદશાહનો આવાઝ શમે તે પહેલાં આટલું સાંભળ. અહમદાબાદની મિટ્ટીમાં તું મળે તે પહેલાં એ મિટ્ટીમાંથી સ્વર્ગ સર્જજે. એ મિટ્ટીમાં તારો પસીનો રેડી તેને પવિત્ર કરજે. એની હવા, એનાં પાણી ને એની જમીન તારાં છે ને તું એનો થજે. એની ઇજ્જતની ખુશ્બૂ સારા હિંદોસ્તાનમાં ફેલાવજે. આકાશ ચૂમતા મિનારાઓની મહા-કતારો ઊભી કરજે. ઉદ્યોગનો અમીર થજે, આરામનો નહિ. ઉદ્યોગથી એને ધનવાન કરી ધનવાન થજે. ધનથી સત્તા મેળવજે, સત્તાથી ધન નહિ. તારાં ધન ને શરીર સાંકેતિક છે. અને બેટા! અહમદશાહ ઇચ્છે છે, કે તારી સત્તાનો સંન્યાસ તું ને તારા નબીરાઓ શહરે અહમદાબાદની ઇજ્જત ને આબાદીમાં કરજો, ને સેવા તથા સમર્પણથી મહિમાવાન થજો; અને...અને આ આવાઝની વાત કોઈને કરતો નહિ. વચન આપ.

બાળક : (બગાસું ખાઈ) વચન છે. (ખૂણામાં સૂઈ જાય છે.)

[સવાર પડવા આવે છે.]

મા : બાપુભાઈ! અલ્યા ક્યાં ગયો? ઓત્તારીની! અલ્યા ત્યાં કેમ પડ્યો છે? (સ્વગત) આ છોકરો ત્યાં કયાંથી સૂઈ ગયો! (ઢંઢોળીને) ઊઠ, બાપુ! તું અહીં ક્યાંથી?

બાળક : (ઊંઘમાં) વચન છે, નહિ કહું. ઊંઘ આવે છે.

મા : બાપુ! બેટા, જો સવાર પડી.

બાળક : ના, ઊંઘ આવે છે.

મા : લે ઊઠ, જો સૂરજ ઊગ્યો છે ને તારા બાપુ તો નાઈધોઈને પૂજામાં યે બેસી ગયા.

બાળક : બા, સૂરજ ઊગ્યો ? ક્યાં છે ?

મા : ( લાડથી ) આ રહ્યો મારો સૂરજ.

* * *

[ લેખક : અને બાળક રણછોડલાલ ઊઠ્યા ને મોટા થતા ગયા. નોકરીએ વળગ્યા ને હોશિયારીથી અઠ્ઠાવીસ વર્ષની ઉમરે રેવાકાંઠાના દફતરદાર થયા. એમની ચાલાકી ને કાબેલિયતથી ઉપરીઓ એમના પર આફરીન રહેતા, પણ બીજાઓ બળી જતા. આમાંનો એક, રણછોડલાલની નાતનો સૂરજરામ હતો. તે વડોદરામાં દફતરદાર હતો. હવે એ સૂરજરામ અને તેના શિરસ્તેદારને સાંભળો. ]

સૂરજરામ : એ....મ ? બહુ ડાહ્યો થશે તો વહેલો જશે.

શિરસ્તેદાર : એમાં શકા જ નથી. આપ સાહેબનું ધાર્યું કદી ખોટું પડયું છે ? પાછા અંગ્રેજીના એમના ભભકા તો બળ્યું બાર મલકના ! આઉટરાંમ સાહેબ સાથે ખૂબ જ 'ગૉટપીટ' કરે છે.

સૂરજરામ : ક્યારે ?

શિરસ્તેદાર : અરે સાહેબ, પૂછશો જ નહિ ને. મહિનાના મુકામમાં હજુ પૂરા પંદર દહાડા યે થયા નથી, તેમાં તો જાણે સાહેબના શા યે જમણા હાથ થઈ ગયા હોય ! રોજ. કાલ સાંજે તો એ ને સાહેબ શેતરંજ રમતા'તા !

સૂરજરામ : કેવી રમે છે તે જોઈશું. મારે લગાર તાલ જોવો પડશે.

શિરસ્તેદાર : પણ સાહેબ ! માણસ ચાલાક એમાં શક નહિ. અઠ્ઠાવીસની ઉમરે દફ્તરદાર તો ભાગ્યનો બળિયો જ બને ! વળી પાછી 'ગૉટપીટ ગોઢુમ'ની મદદ. સાહેબ આગળ આપને કે મને ચાર ભાંડે તો યે મારે તો વગર સમજ્યે થાંભલાની માફક ઊભા જ રહેવાનું.

સૂરજરામ : એના સાહેબના શૅાખ કેવા છે ? મારા સાહેબના શૅાખ એ જાણે તો મારે એનાના યે જાણવા જોઈએ.

શિરસ્તેદાર : ભલો છે, પણ ....(અટકીને) કાચા કાનનો છે.

સૂરજરામ : ઠીક વાત છે. રણછોડલાલને બીચારાને દફ્તરદારું ભારે ન પડે ! લ્યો, આ આવ્યો મારા સાહેબની સાથે ! સાથેનો સાથે !

આઉટ્રામ : સૂરજરોમ! ટુમ રનછોરલાલકો પિછાનટે હો ? Ranchhorlal, Surajram is a fine fellow. Pity he doesn't know English.

રણછોડલાલ : He belongs to my caste, Colonel. I know the venerable old man too well.

આઉટ્રામ : Oh ! do you ? Mind you, he is a bit of a devil. Sly as a fox. I like him all the same. Good-bye. સૂરજરોમ, આધા ઘંટા બાદ આના.

સૂરજરામ : બહોત અચ્છા, સાબ (અટકે છે). આવો રંછોડભાઈ, પધારો !

રણછોડલાલ : કેમ મુરબ્બી ! આપની તબિયત તો સારી છે ને ?

સૂરજરામ : રંછોડભાઈ ! અમારી ઘયડાઓની તબિયતનું શું પૂછવું ? કાઢ્યાં એટલાં ક્યાં કાઢવાં છે ? સાહેબ મહેર-

બાનની કૃપા હશે ને ટાંટિયા ચાલશે તો વળી વરસ દહાડો નોકરી કરીશું.

રણછોડલાલ : સાહેબની આપના ઉપર તો કૃપા છે.

સૂરજરામ : ખફા થવાનું કારણ સૂરજરામે આપ્યું નથી. હા, મને અંગ્રેજી નથી આવડતું; પણ એ તો બહુ સારું છે. સાહેબ બે ગાળો દે તો યે અમારે મન તો ફૂલ ખર્યાં; અને ફુલાઈને ફરીએ.

રણછોડલાલ : ના રે સૂરજરામભાઈ! સાહેબો જો ગાળો દેવી હોય તો ઉર્દુમાં જ દે છે, એટલે અંગ્રેજી શીખ્યા ન શીખ્યા બધું સરખું. આપના તરફ તો તેમનો સારો ભાવ લાગે છે.

સૂરજરામ : આપનો પણ ક્યાં ઓછો છે ?

રણછોડલાલ : એ શું બોલ્યા ? આપનો ભાવ મારા પ્રત્યે જોઈએ. આપ રહ્યા મુરબ્બી, એટલે મુરબ્બી તરફ તો માન જ ઘટે.

સૂરજરામ : મારું સદ્‌ભાગ્ય, કે આપે મને મુરબ્બી માન્યો. સાંભળ્યું છે, કે લુણાવાડાની ગાદીનો નિકાલ આપે કરી નાખ્યો.

રણછોડલાલ : સાહેબે કર્યો. એક ગાદી ને ચાર ઉમેદ-વાર, એટલે બીચારા ત્રણને ગાદી વગરના રહેવું પડ્યું.

સૂરજરામ : હાસ્તો. જ્યાંત્યાં ગમે તે એક આવવાનો. વહેલો તે પહેલો, કેમ ?

રણછોડલાલ : ના; ખરો તે પહેલો.

સૂરજરામ : રંછોડભઈ! ખરો તે વળી આપને કે મને લાગ્યો તે. આ રજવાડાં તો બાપડાં આપણી હથેળીમાં

રમે છે. આપનું કે મારું શું અજાણ્યું છે? વીસ વરસની દફ્તરદારીમાં હું તો એટલું જ શીખ્યો, કે રજવાડાં આપણી હથેળીમાં ને સાહેબો આપણા ગજવામાં.

રણછોડલાલ : મુરબ્બી! દફ્તરદારીમાં મને તો હજી પૂરાં બે પણ નથી થયાં ને મારી હથેળી તથા ગજવાં ખાલી છે.

સૂરજરામ : તેમાં કંઈ રજવાડાં કે સાહેબોનો વાંક? ગંગાકિનારે બેસીને સ્નાન ન કરીએ તેમાં ગંગાજી શું કરે?

રણછોડલાલ : ને ડૂબી જઈએ કે મગર ખેંચી જાય તો યે ગંગાજી શું કરે?

સૂરજરામ : (હસીને) ફરી નાહવાનું ન રહે. ચાલો, આજે મારું ઘર પાવન કરો. જમવાનું ત્યાં જ રાખજો.

રણછોડલાલ : આજે લગાર માફ કરશો. કાલ રાખું તો વાંધો છે?

સૂરજરામ : વાંધો શો? આપનું જ ઘર છે. આવો તો લગાર શેતરંજ રમીએ. ત્યારે કાલે જરૂર પધારજો. સિપાઈ! શિરસ્તેદાર સાહેબને મોકલ.

( રણછોડલાલ જાય છે. )

શિરસ્તેદાર : (આવીને) જી સાહેબ! રંછોડભાઈ ગયા?

સૂરજરામ : હા. બડો ચાલાક છે.

શિરસ્તેદાર : રેવાકાંઠાના દફ્તરદાર છે. ન હોય તો નવાઈ.

સૂરજરામ : પણ વડોદરાની દફ્તરદારી વધારે જૂની. (ધીમે સાદે) લુણાવાડાના પેલા કારભારીને લગાર મળવું પડશે.

શિરસ્તેદાર : મને મળવા આવેલા છે. આપની રજા હોય તો મોકલું.

સૂરજરામ : મોકલો, મોકલો. ( થોડી વારે કારભારી આવે છે. )

કારભારી : કેમ, સાહેબ! આપના આ તાબેદારને શું ફરમાન ?

સૂરજરામ : તાબેદાર મારા નહિ; રેવાકાંઠાનો દફતરદાર હું નથી.

કારભારી : વડોદરાને રેવાકાંઠાની શી પડી હોય, સાહેબ ?

સૂરજરામ : અને લુણાવાડાને વડોદરાની પણ શી પડી હોય ? પણ હદ્દો તો બદલાતી જ રહે છે, હોં !

કારભારી : અજાણ્યું નથી સાહેબ !

સૂરજરામ : અનુભવીને અજાણ્યું ન હોય. બોલો, નવા રાજાને ગાદીનો કેટલો ભાવ આપવો પડયો ? સાચું કહેજો, હોં. વડોદરાથી સંતાડવામાં સાર નથી.

કારભારી : એટલે જ સાચું કહીશ. ( ધીમેથી ) આઠ હજાર.

સૂરજરામ : કોને આપ્યા ?

કારભારી : દફ્તરદાર સાહેબનાં ઘરવાળાંને.

સૂરજરામ : રંછોડભાઈને દાણો ચાંપ્યો તો હશે !

કારભારી : ના સાહેબ. વાત એમને જણાવવાની જ નહોતી. મર્હૂમ રાણીસાહેબને તથા દફ્તરદાર સાહેબનાં ઘરવાળાં જેઠીબાને ઘણો ઘરોબો હતો. જેઠીબાએ રાણીસાહેબને કહેલું, કે તેઓ તેમનાથી બનતું બધું કરીને ઠાકોર સાહેબને ગાદી અપાવશે; અને મર્હૂમ રાણી સાહેબાએ ઠાકોર સાહેબને કહેલું કે જો તે ગાદીએ આવે તો જેઠીબાને જગ-

દંબા ગણી આઠ હજાર રૂપિયા ચરણે મૂકવા. ઠાકોર સાહેબે વચન આપેલું ને તે પ્રમાણે આઠ હજાર હું જેઠીબાને અમદાવાદ આપી આવ્યો.

સૂરજરામ : પછી જગદંબાએ નાણાં સ્વીકાર્યાં ને?

કારભારી : ઘણી આનાકાની પછી. તેમને ખાસ જણાવ્યું, કે આ તો મહૂંમ રાણીસાહેબનો સંકલ્પ હતો, કે ઠાકોર સાહેબે આપને જગદંબા જ ગણવાં. આઠનો આંકડો પણ તેથી.

સૂરજરામ : સો વાતની એક વાત. ઠાકોર સાહેબ ગાદીએ આવ્યા તે આઠ હજારના પ્રતાપે.

કારભારી : એ તો આપ જેમ ઘટાવો તેમ; બાકી સાચી વાત કહી.

સૂરજરામ : સાચી વાત છે એટલે જ કામની છે લ્યો, પાન ખાવ.

કારભારી : સાહેબ ! કેમ આ પૂછવું પડયું ?

સૂરજરામ : બગલાને ડહોળ્યે લાભ કેમ. વડોદરાનું કંઈ કામકાજ ? બેફિકર રહી જણાવશો. (ધીમેથી) હું રેવાકાંઠાનો દફતરદારે નથી ને મારે ઘેર જગદંબાયે નથી. (એટલું બોલી હસે છે. પછી વાત બદલીને) લુણાવાડા ને વડોદરાની સરહદની બાબતમાં બોલો, શો નિર્ણય કરું ?

કારભારી : બેમાંથી એકને તો આઘુંપાછું થવાનું જ ને સાહેબ ?

સૂરજરામ : અરે ભલા ભઈ! વડોદરા હોય કે લુણાવાડા હોય, તેમાં મા–આ–આ–રે–એ–શું ? અને મહેરબાન, તમારે–એ–એ–એ–શું ?

કારભારી : સમજ્યો સાહેબ, પણ લુણાવાડાના હિતમાં આપણે બંને રાજી, એટલે આપને શું કે મારે શું એમ બોલીને કંઈ છૂટી પડાય ? લ્યો સાહેબ, આ પાનનો વાટવો. તેમાંનાં પાન ઠાકોર સાહેબે આપને ખાસ ભેટ મોકલ્યાં છે, તે સ્વીકારીને આભારી કરશો.

સૂરજરામ : ઠાકોર સાહેબની બડી મહેરબાની. તેઓને મારા સવિનય નમસ્કાર કહેશો. (ધીમેથી) ઠાકોર સાહેબને કેવાં પાનના શૉખ છે ? એઓ સાહેબનાં પાન તો વળી ભારે હશે; મારા જેવાને પોસાય નહિ એવાં.

કારભારી : ઠાકોર સાહેબનાં પાન પન્નાથી આવે છે. અને આપને ન પોસાય તો બીજા કોને પોસાય ? લ્યો સાહેબ, રજા લઉં ? પાછો તહેનાતમાં ક્યારે આવું ?

સૂરજરામ : (ઘણું ધીરેથી) બોલાવીશ, બોલાવીશ, આવજો. લગાર શિરસ્તેદારને કહો કે અંદર આવે.

(થોડી વારે)

શિરસ્તેદાર : કેમ સાહેબ ?

સૂરજરામ : રંછોડલાલના સાહેબના બુટલેલના હાથમાં પચીસ રૂપિયા મૂકજો ને કહેજો કે મળતો રહે.

શિરસ્તેદાર : ઠીક સાહેબ આજે સાહેબને મળવાનું ગોઠવી આપું ?

સૂરજરામ : ઉતાવળ નથી. બુટલેલને બીજા પચીસ જાય પછી.

શિરસ્તેદાર : બીજું કંઈ, સાહેબ ?

સૂરજરામ : બીજું કંઈ નહિ. (આસ્તેથી) પૂછજો કે સાહેબના શૉખ કેવા છે.

શિરસ્તેદાર : (હસીને) સાંભળ્યું છે કે પરણેલા છે.

સૂરજરામ : પૂછજો કે 'શૉખ' કેવા છે. વાંઢા હોય કે પરણેલા.

શિરસ્તેદાર : મને કહેવું ન પડે સાહેબ. બીજું કંઈ?

સૂરજરામ : બીજું કંઈ નહિ. (ઘણા ધીમા ને ઠંડા અવાજે) રંછોડલાલ જાય છે.

શિરસ્તેદાર : હજી તો મુકામ બીજા પંદર દિવસ છે ને?

સૂરજરામ : અરે હોય? વરસ થશે.

* * *

[ લેખક : હવે હું તમને વડોદરેથી ગોધરે લઈ જાઉં છું. પંદર રોજ પછીની વાત છે. રણછોડલાલના આવવાનો દિવસ છે અને તેમની રાહ જોતાં તેમનાં ત્રીસેક વરસનાં સોહામણાં પત્ની જેઠીબા બેઠાં છે. રણછોડલાલ આવી પહોંચે છે. જેઠીબાની આંખમાં ઉમંગ માતો નથી. હવે તમે મને ન સાંભળતાં તે જમાનાનાં એ નાગર વરવહુને સાંભળો. 'I love you darling'વાળો આજનો જડ જમાનો એ નથી.]

જેઠીબા : વાહ, દફ્તરદાર સાહેબ! આપે ઠીક રાહ જોવડાવી.

રણછોડલાલ : (ધીમેથી હસીને) પંદર દિવસ તો પંદર યુગ જેવા લાગ્યા. તમારી તબિયત કેમ છે?

જેઠીબા : યુગ લાગ્યા ત્યારે મને લઈ જવી'તી ને? બે દિવસ રાહ જોઈ હું તો વડોદરે આવવાની હતી.

રણછોડલાલ : હા....આ....આ....શ, ઘેર આવ્યા; અને (ઘણું ધીમેથી) તમારા વગર જીવને ચેન ન પડે, હો! ચાલો હીંચકે બેસીએ.

જેઠીબા : હીંચકો અને પાન તમારા વગર સૂનાં હતાં.

રણછોડલાલ : અને તમે ?

જેઠીબા : પૂછો તમારા અંતરને. લ્યો પાન.

રણછોડલાલ : એમ તે હોય ? મોંમાં મૂકો.

જેઠીબા : (ધીમેથી) બળ્યું, કોઈ જોશે !

રણછોડલાલ : (ધીમેથી) કોઈ નથી.

જેઠીબા : લગાર સુકાયા છો, રાયજી ! મારા વગર પાન કોણ આપતું'તું ?

રણછોડલાલ : નાગરવેલ ! તમારા વગર પાન કેવાં ?

જેઠીબા : વૃક્ષરાજ ! તમારા વગર વેલ કેવી ? અને એકલપેટા ન થઈએ. મને યે પાન ખાધે પંદર દહાડા થયા.

રણછોડલાલ : લ્યો, (ધીમેથી) મોં ઉઘાડો. (એટલામાં બાળક માધુભાઈ દોડી આવે છે.)

બાળક : મને આપો, મને આપો, બાપુ ! મારે ખાવું છે, મને આપો.

જેઠીબા : લે.

રણછોડલાલ : વહાલાં ! એક જ પાન હતું અને તે તમારે માટે મેં ખાસ બનાવ્યું હતું.

જેઠીબા : માધુએ ખાધું તે મેં જ ખાધું. માધુ મારું જ અંગ છે, રાયજી !

રણછોડલાલ : આજે આપનો ઠસ્સો કંઈ ખૂબ લાગે છે !

જેઠીબા : કેમ ન મારીએ ? રેવાકાંઠાના બેતાજ બાદશાહનાં બેગમ છીએ.

રણછોડલાલ : બેગમસાહેબા, પણ આ કંગનમાં તો આપના બાદશાહની એક આખી સાલની આમદ રોશન થાય છે.

જેઠીબા : આપની આમદ આપની પાસે ધરી રહી; માગવા આવીએ ત્યારે કહેજો. સદર અમીનની દીકરી દફ્તરદારની સામે હાથ નહિ લંબાવે.

રણછોડલાલ : સદર અમીનનાં દીકરીએ જ હમણાં હાથ લંબાવી આ મોંમાં પાન મૂક્યું હતું.

જેઠીબા : હા, (કરડાગીથી) ને આપે તો એમાં યે ઢીલ કરી.

રણછોડલાલ : લ્યો બીજું બનાવું. આમ તો જુઓ લગાર.

જેઠીબા : શું છે ?

રણછોડલાલ : આંખો બંધ કરો; (અટકીને) મોં ઉઘાડો લ્યો. (એકદમ) અરે--એ–એ ! છેવટે આંગળી ઉપર જ ક્રોધ કાઢ્યો ને !

જેઠીબા : રાયજી ! નહાવું કરવું નથી ? ઊઠો હવે; મને બહુ જોઈ.

રણછોડલાલ : હેં-ઍં-ઍં-ઍં ? હા હા; લ્યો આ ચાલ્યો.

જેઠીબા : કેમ મહમદ ?

પટાવાળો : હજૂર ! સોની દાગીના લઈને આવ્યો છે.

જેઠીબા : બેસાડ. કહે કે હમણાં આવશે; અને તમે નહાવા જાવ.

રણછોડલાલ : કેમ, આપે માધુનું લગન લીધું છે !

જેઠીબા : ના જી; જાવ, નહાવા પધારો.

રણછોડલાલ : દેવીની જેવી આજ્ઞા.

જેઠીબા : કેમ પાછા ઊભા ? (હસીને) જાવ હવે. (ઘણા ધીરા મૃદુ અવાજે) દેવીની આજ્ઞા છે, (મોટેથી) બરાબર નહાજો. (ધીમેથી) હું જતી નહિ રહું. મહમદ, પેલા સોનીને મોકલ. (થોડી વારે)

સોની : બા શા'બ ! કીધા પરમોંણે લાયો કે નૈં ?

જેઠીબા : શું ધૂળ ! ત્રણ વાર પટાવાળો દોડાવ્યો ત્યારે.

સોની : બા શા'બ, લગેર બે દાઢા મોડું થૈ ગ્યું; પણ લગેર કોંમ તો જુઓ.

જેઠીબા : બે દહાડા શેનું ? બે મહિના. દહાડાના મહિના ન કરે તો સોની નહિ. ચીડ તો એટલી ચડી છે કે મારા સિપાઈને બોલાવી ચાર સાટકા મરાવું.

સોની : બળ્યું બા શા'બ ! આપનો શભાવ બહુ તેજ.

જેઠીબા : લ્યો હવે, દાગીના બતાવો.

સોની : બા શા'બ, આવું કોંમ બીજો કરે તો મારે ભૂંગળી મૂકી દેવી.

જેઠીબા : ભગત, કામ તો સારું છે. લાવો હું લગાર એમને બતાવીશ; તમે કાલે આવજો.

સોની : બા શા'બ, જરૂર આવેશ.

જેઠીબા : ઠીક, જાઓ હવે; સાહેબ આવ્યા. (અટકીને) કેમ, આપ નહાયા ?

રણછોડલાલ : હા–આ–શ. હા, હવે લગાર બેસીને પછી જમીએ.

જેઠીબા : તમને આ દાગીના ગમ્યા ? જુઓ.

રણછોડલાલ : દાગીના સરસ ને પહેરનાર તમે, પછી પૂછવું શું!

પટાવાળો : હજૂર! કોઈ મળવા આવ્યું છે, નામ આ લખ્યું.

રણછોડલાલ : લગાર બેસો, હું મળી આવું.

પટાવાળો : બા સાહેબ, આપને પ્રભાપપુરનાં રાણી-સાહેબ મળવા આવ્યાં છે.

જેઠીબા : તમે મળી આવો. હું રાણીસાહેબને અંદર બોલાવું. (અટકીને) પધારો!

રાણી : આપને નિમંત્રણ આપવા આવી છું. આઠમનું જનોઈ રાખ્યું છે, જરૂર પધારજો.

જેઠીબા : જરૂર; આપની કંકોત્રી આવી જ હતી. આપે તસ્દી લેવાની શી જરૂર હતી?

રાણી : તસ્દી આપવા તસ્દી લેવી પડે. એ શું બોલ્યાં? આપને ત્યાં આવવામાં તસ્દી શી? કેમ સુકાયાં છો? દફ્તરદારસાહેબ વગર હશે?

જેઠીબા : એ આજે આવી ગયા.

રાણી : ચાલો, બહુ સારું થયું. એમને પણ આપ કહેજો.

જેઠીબા : જરૂર કહીશ.

રાણી : લ્યો રજા લઈશ. જે અંબે!

જેઠીબા : જે અંબે! (રાણી જાય છે. રણછોડલાલ પ્રવેશે છે.)

રણછોડલાલ : જે અંબે!

જેઠીબા : મશ્કરી કે?

રણછોડલાલ : ના, આપ જગદંબા બન્યાં છો તેની ખબર પડી.

જેઠીબા : (હસીને) લગાર મોડી પડી. રાણીસાહેબને પડચા પછી.

રણછોડલાલ : (ગંભીરતાથી) આ શી વાત છે?

જેઠીબા : (સાશ્ચર્ય) શી?

રણછોડલાલ : આઠ હજાર તમને મળ્યાની?

જેઠીબા : હું તમને કહું તે પહેલાં જાણી?

રણછોડલાલ : સદર અમીનનાં દીકરી! રેવાકાંઠાના ખૂણેખૂણે રણછોડલાલના બાતમીદારો છે. તમે માનો કે મારાથી તમે છુપાવી શકો, તે ભૂલ છે.

જેઠીબા : તમારાથી કોણે છુપાવ્યું?

રણછોડલાલ : હં, ત્યારે વાત સાચી.

જેઠીબા : સાચી ને ખોટી, મારા કહ્યા પહેલાં?

રણછોડલાલ : અરે અક્કલ :

જેઠીબા : લગારે નહિ. સાતને મૂરખ કરું એમ છું, તમારા સુદ્ધાં!

રણછોડલાલ : આઠ હજાર કેમ લીધા? કોણે આપ્યા?

જેઠીબા : કેમ લીધા શું વળી? લુણાવાડાનો કારભારી મારી પાસે અમદાવાદ આવ્યો ને કહ્યું કે મહૂંમ રાણીસાહેબ કે જેમને મારો ઘણો ઘરોબો હતો તેમણે, મને આઠ હજાર આપવા એવી વાત ગુજરી જતાં અગાઉ ઠાકોરસાહેબને કરેલી; અને રાણીસાહેબને આપેલું વચન પાળવા ઠાકોરસાહેબે આઠ હજાર મોકલ્યા છે. મેં કહ્યું: 'ના મારે નથી રાખવા.' એટલે એણે કહ્યું: 'ઠાકોરસાહેબે આપને જગદંબા જ ગણવાં તેવી રાણીસાહેબની આજ્ઞા હતી; માટે

રાણીસાહેબની ઇચ્છાને આપ ન અવગણશો.' મેં કહ્યું: 'તેમ હોય તો મૂકો.'

રણછોડલાલ: અરે અક્કલ!

જેઠીબા: ત્યારે ચતુર ને ડાહ્યા છો તો કહો કે મેં શો ગુનો કર્યો?

રણછોડલાલ: મને પૂછ્યા વગર રાખવાનો.

જેઠીબા: તેમાં તમને શું પૂછવાનું? મારે ક્યાં લાંચ-રૂશ્વત કે ચોરીનો માલ રાખવો'તો? મારા સંબંધથી મને કંઈ ચીજ કે રડો રૂપિયો મળે તેમાં તમારે શું? વળી તમે ત્યારે ક્યાં અમદાવાદમાં હતા? અને હું અહીં આવી ત્યારે તો તમે વડોદરે હતા. મળો છો તો આજ? મહેરબાની કરીને ચિકાશ ના કરશો.

રણછોડલાલ: રૂપિયા ક્યાં છે?

જેઠીબા: મારા હાથે ને કાને; ને ખબરદાર, જો એને અડ્યા છો તો!

રણછોડલાલ: અરે અક્કલ!

જેઠીબા: ડાહી મળે તો લઈ આવો ને! નાગરી નાતમાં કોઈ કપાળમાં ડામે નથી દેવાનું.

રણછોડલાલ: ઓ મારા પ્રભુ!

જેઠીબા: હા, એમ પ્રભુનું નામ દો. 'અરે અક્કલ, અરે અક્કલ' બોલ્યે કશો લાભ નથી. હું મારા બાપને ઘેર જઈશ તો રહેશો વા ખાતા.

રણછોડલાલ: વહાલાં, કયો નાગર પત્નીને ખફા કરી શકયો છે? ખરેખર પ્રત્યેક નાગરણ જગદંબા જ છે. દેવિ!

માફ કરશો; આપ એટલું કહેશો કે જે દ્રવ્ય સ્વીકાર્યું, તે આપ દફતરદારનાં પત્ની હોઈ સ્વીકારી શકો ?

જેઠીબા : કેમ વારુ, નહિ ? તમારી સ્ત્રી ખરી; પણ મર્હૂમ રાણીસાહેબની મિત્ર પણ ખરી. એવું બહુ ઝીણું કાંતતાં મને નથી આવડતું અને તમે શીખવશો પણ નહિ.

રણછોડલાલ : વહાલાં ! એ મૈત્રી દફતરદારીને લીધે.

જેઠીબા : (આવેશથી) તમે જો એમ પુરવાર કરો કે એ મૈત્રી હું દફતરદારની સ્ત્રી તેથી ટકી હતી, તો હું આ દાગીના અંબાજીમાં મૂકી દઉં. તમારી બૈરી એટલે મૈત્રી થઈ તે કબૂલ; પણ મૈત્રી સાચવનાર તો હું જેઠીબા હતી. દફતરદારસાહેબ ! તમારી કશી પણ મદદ એમાં મેં લીધી નથી.

રણછોડલાલ : તેમના દત્તકને ગાદી મળે તેવી ભલામણ તમે મને ઘણી વાર કરેલી.

જેઠીબા : (આવેશથી) બક્ષીજી ! તમે મારા ઉપર શું રૂશ્વતનો આરોપ મૂકો છો ? હા, મેં ભલામણ કરી હતી; પણ જો રૂશ્વત લેવી હોત તો ઠાકોર ગાદીએ આવ્યા પહેલાં લીધી હોત; આ રૂપિયા તો ગાદીએ આવ્યા પછી મળ્યા છે. મોટા મુત્સદ્દી છો તો લગાર વિચાર કરીને બોલો અને આ આઠ હજારની રકમમાં આઠનો આંકડો શું બતાવે છે ? હું સાક્ષાત્ શક્તિ છું તેવું રાણીસાહેબ માનતાં ને ઠાકોર-સાહેબને કહેતાં ગયાં. તમારે મન તો હું ફક્ત સ્ત્રી છું. જ્યારે મને શક્તિ રૂપે જોશો ત્યારે સંકેત સમજશો. લ્યો ચાલો જમવા.

રણછોડલાલ : ઠીક મારાં શક્તિ, ઠીક.

* * *

[ લેખક: આ વાત પછી પંદર દિવસે શું બન્યું તે આપણે હવે જોઈએ. રણછોડલાલ અમદાવાદ રજા પર આવ્યા છે અને રજા પૂરી થતાં આજ સકુટુંબ ગોધરે જવાના છે. રણછોડલાલ ટપાલ વાંચતા દેખાય છે. પછી જેઠીબા દાખલ થાય છે. ]

જેઠીબા : નીચે અડધો ખંડ મળવા આવનારાઓથી ભરાઈ ગયો છે ને તમે તો તમારાં કાગળિયાંમાંથી ઊંચા જ નથી આવતા.

રણછોડલાલ : હં. છો બેઠા. કોઈ મને મળવા આવ્યું નથી, સૌ રેવાકાંઠાના દફ્તરદારને મળવા આવ્યા છે; શું સમજ્યાં? સૌ અધિકારને.

જેઠીબા : બીજા તો ઠીક, પણ નાતનાં માણસો યે છે.

રણછોડલાલ : એમ? ત્યારે બોલતાં શું નથી? એ તો રાયજી ભાયડાઓ! ફરી આંગણે ન ચડે. લ્યો હું જઈ આવું.

જેઠીબા : મહાકોર!

મહાકોર : જી બા.

જેઠીબા : નીચે કોઈ આવ્યું છે?

મહાકોર : નેચે છ હાત બૈરાં આવીને બેઠાં છે.

જેઠીબા : ત્યારે કયારની કહેતી કેમ નથી? જા કહે કે આવે છે, બેસજો. નૂરુ! માધુભાઈ કયાં છે?

નૂરુ : હજૂર, છોટે સરકાર ઉસમાનકી સાથ ખેલતે હે.

જેઠીબા : ઉપર લઈ આવ.

નૂરુ : હજૂર, છોટે સરકાર આયે.

જેઠીબા : માધુ, તૈયાર થા બેટા! જવાનો વખત થશે.

માધુભાઈ: બા, રમવા દેને! આજે નથી જવું.

જેઠીબા : ગાંડો છે ? ગયા વગર કૈં ચાલે ? જા તૈયાર થા.

માધુભાઈ: મને થોડી વાર રમી લેવા દે. (રણછોડલાલ આવે છે.)

જેઠીબા : કેમ, મળી આવ્યા ?

રણછોડલાલ: હા; ‘ મારા છોકરાને નોકરી અપાવો, ભાણેજને અપાવો, જમાઈને અપાવો, ભાઈને અપાવો, ભત્રીજાને અપાવો, ’ એ બધું સાંભળ્યું; અને પછી આપણી નાતના આવ્યા’તા, તેમને દરેકને વળી ખાનગીમાં મળવું’તું તે મળ્યા. દરેકને કહેવાનું એક જ હતું: ‘ અમારે માધુભાઈના જન્માક્ષર જોઈએ છે ! ’

જેઠીબા : (હસીને) પછી વહેવાઈ શોધ્યા ?

રણછોડલાલ : ના રે બાપલા ! શા ભોગ લાગ્યા છે ? મેં તો કહ્યું કે તમને વાત કરે.

જેઠીબા : હાયહાય ! બાયલા કહેશે !

રણછોડલાલ : બાયલા છીએ તે બાયલા જ કહેને ? ને કયો નાગર બાયલો નથી ? એ બધા એમની બાયડીઓના કહ્યાથી આવ્યા ને મેં કહ્યું તમે મારી બા....મારાં ઘરવાળાંને પૂછો.

જેઠીબા : ઠીક; પછી પેલા બીજાઓ સાથે શી વાત કરી ?

રણછોડલાલ : કહ્યું કે જોઈશ. બધા એમ માને છે કે હું પોતે અંગ્રેજ સરકાર છું ને સરકારી નોકરીના સિક્કાઓ ગજવામાં લઈને વહેંચવા નીકળ્યો છું.

જેઠીબા : મોટા દફ્તરદાર થયા છો તો કોઈનું લીલું વાળો તેમાં શું ? ને હું તમને સાફ કહું છું કે મારા મામાના સાળાના સાઢુને તમારે જગો આપવાની છે.

રણછોડલાલ : તમે કહેવડાવજો કે અરજી કરે.

જેઠીબા : (ચિડાઈ ને) એમાં અરજાં શાં ? આ તમને કહ્યું.

રણછોડલાલ : સારુ. હું અરજી લખીશ, ઉપર તમે તેની સહી કરાવજો.

જેઠીબા : એ કંઈ મારું કામ નથી. તમે તમારે ગોઠવી લેજો.

રણછોડલાલ : સારુ, એ પણ હું ગોઠવીશ અને નોકરી કરવા એ ભાઈ પોતે આવશે કે તે પણ બીજા પાસે કરાવવાની છે ?

જેઠીબા : સારુ હવે; તમારી ટપાલ વાંચો. હું લગાર નીચે મળી આવું.

* * *

[ લેખક : રણછોડલાલ ટપાલ વાંચવામાં પડે છે. ધીમેધીમે એક પછી એક કાગળો વંચાય છે, સહીઓ થાય છે. પછી એક છેલ્લો કાગળ હાથમાં લે છે, વાંચે છે, સ્તબ્ધ થઈ જાય છે. ફરી વાંચે છે, આંખો મીંચી દે છે. ત્રીજી વાર ફાટી આંખે વાંચે છે અને ચારે તરફ બ્હેબાકળી દૃષ્ટિ ફેંકે છે. પટાવાળો આવે છે. ]

પટાવાળો : (ધીમેથી) હજૂર ! (લગાર મોટેથી) હજૂર ! (ખૂબ મોટેથી) હજૂર ! (રણછોડલાલ જવાબ આપતા નથી. પટાવાળો જાય છે અને ત્યાં જેઠીબા આવે છે. જેઠીબાને આશ્ચર્ય થાય છે.)

જેઠીબા : કેમ, શું છે ? કંઈ થયું ? (થોડી વારે) બોલો તો ખરા, રાયજી ! શું છે ?

રણછોડલાલ : (ઘણા જ ધીરા ને ગંભીર સ્વરે) હું દફ્તરદાર નથી.

જેઠીબા : એટલે ?

રણછોડલાલ : (વધારે ભાર મૂકી) હું દ-ફ્-ત-ર-દા-ર નથી.

પટાવાળો : હજૂર ! નીચે કેટલાક ગૃહસ્થો વિદાય આપવા આવ્યા છે.

જેઠીબા : સાહેબ હમણાં આવે છે, બેસાડજે.

રણછોડલાલ : આપો વિદાય, આપો વિદાય, આપો વિદાય; સગાંઓ, સંબંધીઓ, મિત્રો અને શત્રુઓ ! (અટકે છે.) ભૂતપૂર્વ દફ્તરદારનાં પત્ની ! તમે પણ વિદાય લો અને આપો. વૉલેસ ! વૉલેસ ! વૉલેસ ! તેં આ શું કર્યું ? નિર્દોષ પંખીઓનો માળો તોડયો ! (અટકે છે.) સૂરજરામ ! (ધિક્કારથી) સૂ-ર-જ-રા-મ ! (અટકે છે.) તારું નિકંદન જશે. (ઉદાસીથી) પ્રિયે ! તમે રેવાકાંઠાના દફ્તરદારનાં સુખનાં ભાગિયણ નથી. દેસાઈની પોળના બેકારનાં દુઃખનાં ભાગિયણ છો. (અટકે છે.) પ્રિયે ! નોકરી વગરનો હું નોકરી કોને અપાવું ? (હસીને) અને હવે કોઈ મળવા યે નહિ આવે ને મારે ખોટી યે નહિ કરવા પડે ! (અટકીને ઘણા ધીરા અવાજે) ને નાતીલાઓ ! રણછોડલાલના વહેવાઈ થવાની ચિંતાના તમારા ઉજાગરા પણ ટળશે.

માધુભાઈ: બાપુ ! નૂરુ મને રમાડતો નથી ને કહે છે કે તૈયાર થાવ, તૈયાર થાવ, જવાનું છે; પણ મારે તો રમવું છે; કહોને એને.

રણછોડલાલ : નૂરુ ! જા. ( અટકીને ) બેટા ! ચાલ રમીએ, ખૂબ રમીએ. રાજરમત તો બહુ રમ્યો, હવે તારી રમત રમું; ચાલ, ભાઈ ચાલ.

જેઠીબા : ઉ-હુ-હુ-હુ-હુ-હુ-હુ-હુ ! ઉ-હુ-હુ-હુ-હુ-હુ-હુ. ( એવામાં બારીમાંથી સુસવાટ કરતો પવન વાય છે ને બારીનાં બારણાં ધડાધડ અથડાય છે. ખડખડાટ હસતી કોઈ સ્ત્રીનો અવાજ આવે છે. )

અવાજ : હા–હા–હા–હા–હા–હા ! ( અટકે છે. ) હા–હા–હા–હા–હા–હા ! જેઠીબા ! રડીશ મા, બેટા ! દફતરદારની વહુ મટી તે રાજાની રાણી થવા. રડ મા, દીકરા, હસ ને જા તારા રાજા ને કુંવર સાથે રમ. મારી સતીમાની આશિષ છે.

જેઠીબા : સતીમા !

અવાજ : હા બેટા, સતી થએલી તારી વડસાસુ. આવજે !

માધુભાઈ : બા ! આ ઓરડામાં આવ, રમીએ; બાપુ યે છે.

જેઠીબા : બેટા ! આવું છું. બાપુને કહે.

માધુભાઈ : (અંદરથી) બાપુ કહે છે કે આવી પહોંચો, સંતાકૂકડી રમીએ.

* * *

[ લેખક : અહીં પહેલો અંક પૂરો થાય છે. હવે અડધી મિનિટ સબૂર કરો.

સાંભળો ત્યારે. રણછોડલાલ ઉપરના રૂશ્વતના આરોપને અને તે નિર્દોષ ઠર્યા છતાં નોકરી ગયાને આ અડધી મિનિટમાં છ માસ થઈ ગયા. નરસિંહરાવના સ્મરણમુકુરમાંથી શબ્દો ટાંકું તો '...ગમે તેમ હો, પણ આ અનિષ્ટ ભાસતા બનાવનાં પરિણામ અજ્ઞાત રીતે ગુજરાતને લાભકારી નીવડ્યાં.' 'ગુજરાતનું પાટનગર'ના લખનાર રત્નમણિરાવની સંભાવના એવી છે કે સને ૧૮૪૭માં મિલનો વિચાર જ આખા હિંદુસ્તાનમાં પહેલો કદાચ રણછોડલાલને આવેલો. આ

સંભાવના સ્વીકારીએ તો રણછોડલાલ હિંદભરના મિલઉદ્યોગના પિતા ઠરે. હવે હું તમને વધુ નહિ રોકતાં રણછોડલાલને ઘેર લઈ જઈશ. તેમના ઓરડામાં શેઠ મગનભાઈ કરમચંદ, શેઠ હઠીસિંગ અને રણછોડલાલ પોતે વાતો કરી રહ્યા છે. તે વાતો સાંભળો. ]

રણછોડલાલ : ( ધીમેધીમે ) વાત એમ છે, કે જે હિંદે હિંદ બહાર સોનાને ભાવે પરાપૂર્વથી કાપડ વેચ્યું છે તે હિંદ આજે બહારથી કાપડ પહેરે છે. કહો મને, કે શા માટે ?

મગનભાઈ: કહો હઠીસિંગ; રંછોડભાઈને જવાબ આપો.

હઠીસિંગ : મશીનરીની બલિહારી, બીજું શું ?

મગનભાઈ: એ તો હવે દેશનો વેપાર ગયો તે ગયો.

રણછોડભાઈ: કેમ વારુ ? આપણે ત્યાં રૂ નથી ? કારીગરો નથી ? પૈસા નથી ? પહેરનારા નથી ? આપણે રૂ આપીએ ને વિલાયતવાળા આપણને કાંતી-વણીને કપડાંમાં પાછું પધરાવે એ બેહૂદું નથી ? આ કમનસીબી કેમ દૂર ન કરવી ?

હઠીસિંગ : ના કેમ પડાય ? ત્યારે આપણે શું કરવું, બોલો ! આપણે ત્યાં તો મંત્ર છે, યંત્ર નથી.

રણછોડલાલ : શેઠ ! મંત્રના યુગ ગયા, યંત્રના આવ્યા. યંત્ર વગર મારો, તમારો, મગનભાઈનો અને દેશનો-કોઈનો આરો નથી. કેમ, મગનભાઈ ?

મગનભાઈ: એ તો છેસ્તો; પણ એ યંત્રોમાં આપણે સમજીએ શું ? ગમે તેટલા બળી રહ્યા હોઈએ, પણ અજાણ્યા પાણીમાં કંઈ પડતું મુકાય ? આ અફીણના સટ્ટામાં લોકોનો દાટ વળી ગયો.

રણછોડલાલ : સટ્ટા ને અડસટ્ટા વચ્ચેનો ફેર ન સમજે તો શું થાય ? પણ આ તો જુગાર નથી, ઉદ્યોગ છે; કેમ, હઠીસિંગ ?

હઠીસિંગ : વાત ખરી, પણ........આપ કહો છો તેમ કમાવાનું હોય તો મુંબાઈવાળાઓ કંઈ પડ્યા વગર રહે ? બેશક, આપે ચારે તરફનો વિચાર તો કર્યો હશે; પણ મને કંઈ બેસતું નથી.

મગનભાઈ: એ એક અને બીજું: સાંચા શું, વરાળ શું ને તે કેવી રીતે ચાલે, એ વળી બીજી ઉપાધિ; પણ એ તો આપ સમજો છો એટલે અમારે નીરાંત છે.

હઠીસિંગ : જો કે આમાં હા કે ના પાડવાની વાત નથી; કેમ મગનભઈ ?

મગનભાઈ: આપણે શું સમજીએ કે હા કે ના પાડવાની હોય ! આ કાંઈ શરાફી નથી; નવું સાહસ છે.

રણછોડભાઈ : ભાઈઓ ! આમાં તો લક્ષ્મીને ઓરડો છોડી ઉમરે આવવાનું છે; અને વગર સાહસે તો આપણા કે દેશના કશા શુક્કરવાર વળવાના નથી.

હઠીસિંગ : એની ના ન પડાય; કેમ મગનભઈ ! પણ રંછોડભઈ ! પાંચ રળ્યા કોઈ ન જાણે, પાંચ ખોયા સૌ જાણે; એટલે લગાર વિચાર થાય.

રણછોડલાલ : (ધીમેથી) પણ આપને આમાં પડવાની મારી તો સલાહ નથી; એટલું જ નહિ, પણ આપ મારી પાસે શેર ન માગો એટલી વિનતિ છે.

મગનભાઈ: (ગભરાઈને) એ શું બોલ્યા આપ ? અમે

આ બાબતમાં શું ધૂળ સમજીએ ? આપે અભ્યાસ કર્યો છે, વિચાર કર્યો છે અને આપનામાં વિશ્વાસ ન રાખીએ તો સૂરજ પશ્ચિમમાં ઊગે. મને તો શેર આપવા જ પડશે.

રણછોડલાલ : ના; એ જ ખોટું, મગનભાઈ ! હું કંઈ પરમેશ્વર નથી. બેસવું હશે અને મારી હોડીમાં જગ્યા હશે તો જગ્યા આપીશ. ડૂબવાની ધાસ્તી હોય તો ના બેસવું. મારા કારભારની બાબતમાં વિશ્વાસ આપીશ, ધંધાના જોખમની બાબતમાં નહિ.

હઠીસિંગ : રંછોડભઈ ! મારા ત્રણ શેર. પંદર હજાર ક્યારે મોકલું, બોલો ?

મગનભાઈ : હઠીસિંગના ત્રણ ને મારા પાંચ.

રણછોડભાઈ : ભાઈઓ ! એમ નહિ. બધાનો વિચાર કરવાનો છે. જ્યાંત્યાં વીસ શેર છે ને મારી પાસે અનેકની માગણી છે. જુઓ આ પત્રો. પાંચ પ્રેમાભાઈ માગે છે, બે વાઈટ માગે છે, બે પુલ જેમ્સ માગે છે, પાંચ ભાવનગર દરબાર માગે છે, બે ગૌરીશંકર ઓઝા માગે છે. એમાં જ એકવીસ થઈ ગયા અને આપણે ત્રણે રહી ગયા.

મગનભાઈ : મેં તો આપને છ માસથી કહ્યું છે.

હઠીસિંગ : આપ અમને ભૂલો એ અમે માનવા તૈયાર નથી.

રણછોડલાલ : ના, નહિ ભૂલું. યાદશક્તિ પ્રભુની કૃપાથી ઠીક છે અને શબ્દની મને કિંમત છે. હઠીસિંગજી, આપને એક શેર મળશે. મગનભાઈ આપને બે.

હઠીસિંગ : આપને તો પાંચે આંગળીઓ સરખી.

રણછોડલાલ: કબૂલ, પણ હોડીમાં કોઈને બેસવા માટે વધારે જગ્યા જોઈએ, કોઈને ઓછી. (હસીને) મગનભાઈએ પહેલું કહેલું.

મગનભાઈ: હઠીસિંગ જ્યાંત્યાં સાંકડેમાંકડે બેસવાનું છે. જગ્યા મળી એમ કહોને.

હઠીસિંગ: વારુ; હવે ક્યારે શરૂ થશે?

રણછોડભાઈ: આગબોટ આવે ને સાંચા લાવે ત્યારે. આપણા દાદાભાઈ નવરોજજી મને લખે છે કે બેએક મહિનામાં આવી જશે.

મગનભાઈ: પણ મુંબાઈથી અમદાવાદ શી રીતે લાવીશું! સરકાર રેલની વાતો કરે છે, પણ રેલ તો હજી મોઢું યે બતાવતી નથી.

રણછોડલાલ: ખંભાત ઉતારીશું.

હઠીસિંગ: રંછોડભાઈ સાહેબ! અમદાવાદ જો બંદર હોત તો કેટલું સારું?

રણછોડલાલ: ન હોય તેથી ન થઈ શકે તેમ નથી. ઉદ્યોગ વગર બંદર કેવાં? ઉદ્યોગ વગર કયું બંદર ટક્યું છે? ખંભાત ગયું, ભરૂચ ગયું, સૂરતે ગયું. આપણે ઉદ્યોગ લાવીશું તો ઉદ્યોગ બંદરને લાવશે.

મગનભાઈ: (હસીને) અમદાવાદને ઉપાડીને આપ દરિયા પાસે લઈ જાવ!

રણછોડલાલ: ના, દરિયાને અમદાવાદની પાસે લાવીશું. જો કે અત્યારે તો એ સ્વપ્ન છે.

હઠીસિંગ: વારુ, ખંભાતથી સાંચાઓ અમદાવાદ લાવવાનું કોણ કરશે?

રણછોડલાલ : જેને ગરજ હોય તે; રણછોડલાલ છોટાલાલ.

મગનભાઈ: અરે, એ તે કંઈ આપનાં કામ ?

રણછોડલાલ : શેઠ, આપ મૂઆ વના સ્વર્ગે જવાયાં છે ? એમાં નાનમ શી ? હું તો ઇજનેરની સાથે હથોડા પણ લેવાનો છું; એનું નામ જ પરસેવાનો પૈસો. વળી હવે હું ક્યાં અમલદાર છું ?

હઠીસિંગ : જોઈશું સાહેબ !

રણછોડલાલ : તમને જોયે પાલવે, મને કર્યે પાલવે.

મગનભાઈ: હવે રજા લઉં ?

હઠીસિંગ : અને હું પણ ?

રણછોડલાલ : પધારો અને મગનભાઈ ! આપના બે અને હઠીસિંગજી ! આપનો એક.

મગનભાઈ: બધા આપના જ છે.

* * *

[ લેખક : પછી સાંચા આવ્યા. રણછોડલાલ ખંભાત ગયા. ત્રણ માસ ત્યાં રોકાયા ને બળદગાડાંઓમાં સાંચા અમદાવાદ લાવ્યા. વિલાયતથી આવેલો એક ઇજનેર કોલેરામાં ખપી ગયો. રણછોડલાલ હિંમત ન હાર્યા. બેએક વરસમાં મિલ ધમધોકાર ચાલી અને ખૂબ કમાવા લાગી. એમની વાહવાહ ચૌટેચૌટે બોલાવા લાગી. સાંભળો આ ત્રણ કાપડિયાઓને. ]

પહેલો : માણસ બડો બાહોશ. એક વાર સાંચા દરિયામાં ડૂબ્યા. પછી વળી ઇજનેર કોગળિયાનો ભોગ થયો; પણ રંછોડભઈ ન ડગ્યા તે ન જ ડગ્યા.

બીજો : હા, મિલ મારી બેટી ધમધોકાર ચલાવી.

ત્રીજો : હાથે હથોડા લઈને કામ કરેલું, શેઠ ! મારા ને તમારાથી એ ન થાય !

પહેલો : મારા ને તમારાથી શું, કોઈથી ન થાય ! નગરશેઠથી ય ન થયાં ને ચૌટાના શેઠિયા હાથમાં ગજ લઈને બેસી રહ્યા.

બીજો : લાડવો ભાગ્યા વગર ધરઈને ખવાય છે ? વાણિયો વેપાર કરી જાણે; કારભારાં ને કારખાનાં તો નાગરનાં જ.

ત્રીજો : વાણિયાની ગુમાસ્તી કે શરાફી.

પહેલો : કે ગજ કાપડ ફાડવાનું.

બીજો : મિલના નફા વાંચ્યા ? લંક લાગશે. ન્યાલ કરશે ને ન્યાલ થશે. સોના ત્રણસેં થયા, શું સમજ્યા ?

ત્રીજો : તકદીરની બલિહારી.

પહેલો : તકદીર તો કપાળમાં; હાથ ને અક્કલ ચલાવ્યા વગર કપાળમાં જ પડ્યું રહે. હામ ભીડ્યા વગર ધામ પહોંચાતાં નથી.

બીજો : વાત સવા સોળ આની. બીજો હત તો સાંચા ડૂબ્યા તેને દૈવ રૂઠ્યો માની વાત બાજુએ મૂકત.

ત્રીજો : ને ત્યાર બાદ તરત ઇજનેરને કોગળિયું ખેંચી ગયું ત્યારે તો દૈવના કોપમાં શંકા જ ન રહેત.

પહેલો : એમ વાત છે, મારા શેઠ ! રંછોડભાઈ દૈવને ન ગાંઠ્યા; દૈવ એમને ગાંઠ્યો. એનું નામ તે રંછોડભઈ, શું સમજ્યા ?

બીજો : નીકર 'મા મને કોઠીમાંથી કાઢ' એવો ઘાટ થાત. હું ને તમે તો હબકી જઈએ ને છાજિયાં લઈએ.

ત્રીજો : એટલેસ્તો હું ને તમે ગજ લઈને લૂગડાં ફાડીએ છીએ.

પહેલો : ને એણે સાત પેઢીનો વિચાર કર્યો.

બીજો : સાથે અમદાવાદનો યે કર્યો ને ?

ત્રીજો : સાથે નહિ, પહેલો, મારા શેઠ ! અમદાવાદની આબાદીમાં એણે પોતાની આબાદી જોઈ; ને અમદાવાદની આબાદીમાં આપણી ને આપણાં છોકરાંઓની આબાદી આવી ગઈ, સમજ્યા ?

પહેલો : કાનની બૂટ પકડું; ના કેમ કહેવાય ?

બીજો : ખરી સખાવત એ ઉદ્યોગ આપવો તે.

ત્રીજો : વાત સવા વીસ. પુણ્યદાન તે કેટલાને પહોંચે ?

પહેલો : પુણ્યદાન પોતાને માટે, ઉદ્યોગ સૌને માટે.

બીજો : સાંભળ્યું છે કે બીજી મિલ કરે છે ને લોઢા-કોલસાની ખાણોની કંપની પણ કરે છે !

ત્રીજો : ને ખંભાતથી દરિયો લાવવાના છે !

પહેલો : એમ વાત છે ! આપણે માનીએ કે કોલસો હાથ કાળા કરે.

બીજો : ને લોઢાં લવાર ટીપે.

ત્રીજો : અમદાવાદનું નામ બદલવું પડશે.

પહેલો : બદલ્યાં બદલાય છે ? રંછોડાબાદ કે રેંટિયા-બાદ કહેવાથી શું વધારે છે ?

બીજો : સવા સોળ આની ને બે પૈ. અહમદશાહનો વારસ છે !

ત્રીજો : બહુ જીવો.

પહેલો : સો વરસ જીવો.

બીજો : સો મિલ કરો.

ત્રીજો : ને શહેરને તારો. લ્યો હોંડા.

પહેલો : આવજો, શેઠ !

* * *

[ લેખકઃ સંપત્તિ વધતી જ ગઈ—અમદાવાદની તથા રણછોડલાલની. બીજી મિલ થઈ. માધુભાઈને ઘેર દીકરો પણ થયો. એ દીકરો સમર્થ દાનવીર પાકયો. સાઠ લાખની સખાવત કરી બૅરોનેટ બન્યો. રણછોડલાલ અમદાવાદ મ્યુનિસિપાલિટીના પહેલા પ્રમુખ થયા. અમદાવાદને તેમણે ગટર આપી ને ચકલીનાં પાણી આપ્યાં. બદલામાં ગાળો પણ ખાધી. હવે તમને મ્યુનિસિપાલિટીની તેમની ઑફિસમાં લઈ જાઉં છું. રણછોડલાલ કામના કાગળો વાંચી રહ્યા છે. એક મ્યુનિસિપલ મેમ્બર મળવા આવે છે. ]

મેમ્બર : પ્રેસીડેંટસાહેબ! આ તો હવે હદ થાય છે. આખા શહેરમાં ખળભળાટ મચ્યો છે. ગટરની વાત પડતી મૂકવી જ ઠીક છે.

રણછોડલાલ : શહેરનો અભિપ્રાય જાણું છું. તમારો અભિપ્રાય જણાવો.

સભ્ય :. સાહેબ! વાત પડતી મૂકો.

રણછોડલાલ : એટલે કે શહેરનું મરણપ્રમાણ છે તેટલું રાખો.

સભ્ય : સાહેબ! મરણ તો પ્રભુના હાથની વાત છે.

રણછોડલાલ : પ્રભુએ તે કામ પ્રમુખને સોંપ્યું છે.

સભ્ય : સાહેબ! આમાં આપ જિદ્દ ન કરો.

રણછોડલાલ : મારું તમને એ જ કહેવું છે.

સભ્ય : લોકો બહુ વીફર્યા છે. મામલો ગંભીર છે.

રણછોડલાલ : તમારે ઘેર બાળબચ્ચાં છે?

સભ્ય : પ્રભુનાં આપ્યાં પાંચ છે.

રણછોડલાલ : એમની મા જ્યારે દવા પિવડાવે ત્યારે તે વીફરતાં નથી? તે વખતે તમારાં પત્નીનો હાથ ઝાલવા તમે કદી ગયા છો? ભાઈ, લગાર વિચાર કરો. પ્રમુખ તો શહેરની માતા છે.

સભ્ય : પણ આ તો વાત જ જુદી છે. આપણે તો શહેરની ઇચ્છા પ્રમાણે ચાલવાનું છે.

રણછોડલાલ : આપઘાત કરનારને કરવા દેવાય? પોતાના શહેરીઓ જેમ બને તેમ વધારે મરે તેવી ઈચ્છા શહેરની તો ન હોય; તમારી પણ ન હોય.

સભ્ય : પણ લોકોને ન જોઈએ તે કંઈ તેમને પરાણે અપાય છે?

રણછોડલાલ : ના; હું પરાણે મારવા નથી માગતો. જુઓ ભાઈ, તમારી ફરજ છે કે આ કામમાં તમારે પ્રમુખને મદદ કરવી. બાકી લોકપ્રિયતાના ક્ષણભંગુર લ્હાવા લેવા હોય તો તમારી મરજી.

સભ્ય : સાહેબ! લોકમતને માન ન આપવું તે તો જોહુકમી.

રણછોડલાલ : લોકમતની તમે કરો છો તેવી વ્યાખ્યા અમલમાં મુકાશે ત્યારે દેશનું સત્યાનાશ વળશે. લોકમતને કેળવવાની ફરજ બજાવવી નથી ને લોકમતના નામે જ્યાંત્યાં

ધીંગાણાં કરવાં છે! હું લોકમતને કેળવવા આ ખુરસીમાં બેઠો છું, શું સમજ્યા? સાહેબજી.

સભ્ય : **સાહેબ!....**

રણછોડલાલ : મેં શું કહ્યું? સા-હે-બ-જી. બીજા મળવા આવનારા છે. સિપાઈ! બીજા મેમ્બરસાહેબને મોકલ.

બીજો સભ્ય : સાહેબ!

રણછોડલાલ : બોલો.

બીજો સભ્ય : બહુ ખોટું થઈ રહ્યું છે.

રણછોડલાલ : તમે એમાં ભાગ ન લેશો.

બીજો સભ્ય : ચકલીનાં પાણીની વિરુદ્ધ શહેરમાં સભાઓ ભરાય છે. લોક ખળભળ્યો છે.

રણછોડલાલ : તમે તો શાંત છો ને?

સભ્ય : પણ સાહેબ! લોકમતની વાત છે, મારા મતની નથી.

રણછોડલાલ : બરાબર; મ્યુનિસિપલ મેમ્બર એટલે કોઈ પણ જાતના મત વગરનું ભૂંગળું, એ ભૂલ્યો.

સભ્ય : ના સાહેબ, લોકમતનું ભૂંગળું.

રણછોડલાલ : બરાબર; લોકને ચઢાવવા, ઉશ્કેરવા, ખોટે રસ્તે દોરવા અને પછી 'લોકમત છે, લોકમત છે' એવાં ભૂંગળાં વગાડવાં. સામી ભીંતે લખી રાખજો કે આવી ડીમોક્રસી સત્યાનાશ વાળશે. હવે લોકની વાત પડતી મૂકો; તમને ચકલી સામે શું છે?

સભ્ય : કૂવાનાં પાણી વધારે સારાં; ચકલી શુદ્ધ નહિ. વળી આમાં ધર્મનો પણ સવાલ છે; અને કૂવા હવડ પડી રહેશે તો કૂવાઓનું શું થશે? ને ચકલાં બગડશે તો શહેર તરસે મરશે.

રણછોડલાલ : ભેજું હવડ બહુ ખરાબ ! અમદાવાદના કૂવાઓમાં ખાળકૂવાઓનાં ગંદાં પાણી ભળ્યાં છે; છતાં તમારે પીવું હોય તો મેં ક્યાં રોક્યા છે? નકામાં શું કરવા માથાં ફોડાવો છો? લગાર વાંચો, વિચારો અને પછી આવો. સાહેબજી.

સભ્ય : પણ સાહેબ !....

રણછોડલાલ : મેં શું કહ્યું ? સા-હે બ-જી. બીજા મળવા આવનાર છે. સિપાઈ!

સીપાઈ: સાહેબ ! ટંકશાળની મીટિંગનો વખત થયો છે.

રણછોડલાલ : ગાડી મંગાવ.

* * *

[ લેખક : ગટરની સામેની સભામાં રણછોડલાલ આવે છે. ગાડી પર કાંકરા પડે છે. રણછોડલાલ ઊતરે છે ને ગાળોનો વરસાદ વરસે છે. ]

પહેલો : રંછોડિયા ! આ તો ગટર નથી ખોદાતી, તારી ઘોર ખોદાય છે.

બીજો : જીવતાં નરકમાં પડવું હોય તો પડ; શહેરને શું કરવા નાખે છે! નથી જોઈતી તારી નરકખાણ; રાખ તારા ઘરમાં.

ત્રીજો : એ તો ધરમ વટોળવા બેઠો છે. રંછોડ નથી, રાક્ષસ છે.

ચોથો : ચકલીમાં શેનાં, સાબરમતીનાં પાણી ? ગામનાં મળમૂતર પિવડાવવાનો છે; પીજે તું ને તારું ઘર.

જુવાનિયાઓ: અલ્યા બોલો: ‘ રંછોડ રેંટિયો, થાય છે ભંગિયો !’

બધા : 'રંછોડ રેંટિયો, થાય છે ભંગિયો.'

પહેલો : ઝાલો એનો ટાંટિયો.

બીજો : દાબો એનો હૈડિયો.

ત્રીજો : મારો એને મૈડિયો. (રણછોડલાલ ઉપર કાંકરા પડે છે. રણછોડલાલ ભાષણ કરવા ઊભા થાય છે.)

રણછોડલાલ : ભાઈઓ!

અવાજ : બેસી જા, રાક્ષસ!

રણછોડલાલ : ભાઈઓ! તમે મને સાંભળવા આવ્યા છો, તમને નહિ. અમદાવાદમાં ગંદકી ઘણી છે, તેમાં શબ્દોની ગંદકી શું કરવા ઉમેરો છો? મળમૂત્રની ગંદકી સારુ ગટર આવશે, પણ શબ્દોની ગંદકી સારુ મારી પાસે કંઈ નથી. ગટર એ મારી ઘોર નથી, શહેરની ગંદકીની અને તમને ખોટું ભરાવનારાઓના દુરાગ્રહની ઘોર છે. મરેલાંઓ કે જેમની સંખ્યા જીવતાંઓ કરતાં ઘણી વધારે છે, તેઓના મત ગણીએ તો મારી બહુમતી મોટી છે.

એક અવાજ : તમે મરેલાંઓમાં ભળો ને બહુમતી વધારો.

રણછોડલાલ : હું ભળીશ, પણ તમને જીવતા રાખીને. તમારો ક્રોધ શમાવીને સાંભળો. ગટરના અને ચકલીના ફાયદા અને ગેરફાયદાને તોળી જોશો તો રણછોડ રાક્ષસ નહિ, પણ માણસ લાગશે. અકાળે મરેલાં જો કહેવા આવી શકે તો મને જરૂર ઠપકો આપે કે મેં ગટર મોડી આણી. મારે તો આમ જીવતાં ને મરેલાં બધાંના ઠપકા ખાવાના છે; પણ હોય! ભંગી અને વણકરને તો નસીબમાં વૈતરાં ને ગાળો લખેલાં જ હોય!

એક અવાજ: આપને કોણ ગાળો દઈ શકે?

રણછોડલાલ: જેમની હું સેવા કરું તે; બીજા કોણ?

બીજો અવાજ: આપની સેવાઓની કોણ ના પાડે છે?

રણછોડલાલ: એ જ દુઃખ છે. કોઈ ના પાડતા નથી અને હું ના પાડું તો ગાળો સાથે કાંકરા નહિ, પણ લાકડીઓ ખાઉં. (ગંભીર અવાજે) હું તમારો ગુલામ, એટલે મારે ગાળો, માર, મહેણાં ને ઠપકા બધું સહન કરવાનું; અને ગુલામને બીજું મહેનતાણું શું હોય?

ત્રીજો: આપ તો અમારું નાક છો.

રણછોડલાલ: હા અને તે પણ તમારું; જો કાપવું હોય તો કાપી નાખો. (ખિન્નતાથી) આજે મારું દિલ બહુ દુઃખે છે. જે અમદાવાદને મેં મારું માન્યું ને જેનો હું થયો, જેની ખાતર મેં મારી જાત ઘસી, જેના દુઃખે રોયો ને સુખે હસ્યો, તે અમદાવાદે મારા દિલમાં જખમ કર્યો! મારામાં વિશ્વાસ મૂકીને મારો વિશ્વાસઘાત કર્યો!

ઘણા અવાજો: ના, ના, ના; વિશ્વાસ છે, પૂરો વિશ્વાસ છે.

રણછોડલાલ: (મોટેથી) તો વિશ્વાસ મૂકી જાણો ને હું જે કરું છું તે તમારી ખાતર, તમારી પ્રજા ખાતર, તેની પ્રજા ખાતર અને (દર્દથી) અકાળે મરી ચૂકેલાં બીચારાં અનેક બાળબચ્ચાં ને જવાનિયાંના દુઃખી આત્મા ખાતર, કરવા દો, કરવા દો. (તાળીઓના ગડગડાટ.)

* * *

[લેખક: અને અમદાવાદને મિલ આપનારે તેને ગટર અને વૉટરવર્ક્સ પણ આપ્યાં. હવે આપણે લગાર તે કાળના પ્રાર્થના-

સમાજમાં ડોકિયું કરીએ ને રણછોડભાઈને તેમના મિત્રો ભોળાનાથ સારાભાઈ, મહીપતરામ રૂપરામ અને ગોપાળરાવ દેશમુખ સાથે મળીએ. મહીપતરામ બોલતા સંભળાય છે અને એક ધાતુની મૂર્તિ ઉપર પેન્સિલના પ્રહારો કરી રહ્યા છે. ]

**મહીપતરામ** : મૂર્તિમાં જો સત હોય તો થઈ જ રહ્યું ! જુઓ, આ મૂર્તિ શું ઈશ્વર છે ? લાલજી ! તમારામાં જો સત હોય તો બોલો. ક્યાંથી બોલો ? તમે ફક્ત ધાતુના ટળ્યા છો; શું સમજ્યા ? જડ છો; નીકર પેન્સિલના માર સહન કરો ? બોલો ! શેના બોલો ? ગૃહસ્થો, જોઈ લો; સુધારાએ સાબિત કરી આપ્યું છે કે મૂર્તિપૂજા દંભ છે, પાખંડ છે, વહેમ છે, બુદ્ધિહીનતા છે, જડતા છે અને સુધારાના સૂરજે આજે ચોમેર ઝગઝગાટ કરી નાખ્યો છે. જુઓ ! આ મૂર્તિને હવે હું આ પથ્થરથી ત્રણ વાર જોરથી ટીચું છું કે જેથી કશી જ શંકા ન રહે.

**રણછોડલાલ** : પરમાત્માની સહનશીલતા ગણી પાડ માનવો. મહીપતરામભાઈ, જો તમારા કે મારા માથે આમ ફટકા પડે તો આપણે સહન ન કરી શકીએ ને બૂમો પાડીએ; પણ તેથી આપણે ઈશ્વર સાબિત થઈશું ?

**મહીપતરામ** : રણછોડભાઈ ! તમારા હૃદયમાં ઊંડે-ઊંડે હજી મૂર્તિપૂજા તરફ પ્રેમ છે. તમારી દલીલ બરાબર નથી. આ ઈશ્વર નથી; એટલું જ નહિ, પણ માણસ પણ નથી, તે હવે સાબિત થાય છે. જો મનુષ્ય હોત તો વેદનાથી બૂમ પાડી હોત અને જો ઈશ્વર હોત તો મારો હાથ થંભાવી દીધો હોત. બેમાંથી એક્કે બન્યું નથી, એટલે મેં

કહ્યું તે જ સત્ય છે. જુઓ, આ છેલ્લી વાર લાલજીને માથે પેન્સિલનો એક ફટકો મારું છું. લ્યો–ઓ–ઓ–ઓ!

રણછોડલાલ : જોયું? પેન્સિલ તૂટી ગઈ! સત વગર આવું બને? મહીપતરામભાઈ! હવે લાલજીને બહુ ન મારશો, હોં! એમાં સાર નથી ને પેન્સિલ સમાજની હતી તે તોડી, માટે કાલે આખી પેન્સિલ લેતા આવજો.

મહીપતરામ : તમારા લાલજીમાં સત હોય તો તેની કનેથી માગી લો.

ભોળાનાથ : મહીપતરામભાઈ! મૂર્તિઓને મારવા માટેનાં ખાસ સાધનો કહો તો સમાજ વસાવે. કેમ, રણછોડભાઈ?

રણછોડલાલ : (બહુ ધીમેથી) મૂર્તિને આજે એ મારવા ઉપર ચઢ્યા છે ને એને ઘોબા નહિ પાડે ત્યાંસુધી નહિ જંપે! ભોળાનાથભાઈ, તમે કૈં કહો.

ભોળાનાથ : મહીપતરામભાઈ! એ મૂર્તિ આપણે જેની હતી તેને સાજીસમી સોંપવાની છે; માટે જો એને શિક્ષા કરવી હોય તોપણ એને નુકસાન ન થાય તેવી રીતે કરજો.

રણછોડલાલ : હા, એ તો મારા ચિનુનું રમકડું છે. વળી એ કંઈ પ્રતિષ્ઠા કરેલી મૂર્તિ નથી. પ્રતિષ્ઠા કરેલી મૂર્તિ તે માર ખાવા સમાજ સુધી આવે ય ખરી? કેમ, ગોપાળરાવ?

ગોપાળરાવ : હા; શું મારા ભઈ મહીપતરામ! બાપડા બાળકના રમકડાને ટીચી નાંખ્યું! છોડો હવે.

મહીપતરામ : રણછોડભાઈએ સાચું જ કહ્યું છે: પ્રતિષ્ઠા કરેલી મૂર્તિ સમાજ સુધી આવવાની ધૃષ્ટતા જ ન કરે.

રણછોડલાલ : આજથી નિયમ કરો કે મૂર્તિને કદી માર ન મારવો. આપણે તેને આપણા જેવી કલ્પી લઈ, તે જવાબ ન આપે તેથી ક્રોધ કરવો પડે અને ક્રોધ કરવાથી લોહી ગરમ થાય અને પેન્સિલો તૂટે! કેવી સારી પેન્સિલ તમે તોડી નાખી! અને તે કેવા કારણે? અમદાવાદને ઉદ્યોગની, પાણીની, ગટરની, ઉદ્યાનોની, ઇસ્પિતાલોની જરૂર છે કે નહિ તેની ચર્ચા માટે નહિ, પણ ધાતુની મૂર્તિમાં સત છે કે નહિ તે ખાતર!

મહીપતરામ : એક પેન્સિલ તૂટી તેમાં તમે મારા પર પસ્તાળ પાડી; અને ચિનુને રમકડું તે આવું અપાય? સાચો પ્રાર્થનાસમાજી મૂર્તિને રમકડાંમાં આપે? બાળકને કેવા સંસ્કાર પડે?

ભોળાનાથ : અને સાચો સનાતની લાલજીને મહીપતરામને સ્વાધીન કરે? કેમ, ગોપાળરાવ?

ગોપાળરાવ : રણછોડભાઈ કોનું નામ! હરામ છે એમને સુધારામાં કે પ્રાચીનતામાં—કશામાં યે શ્રદ્ધા હોય તો!

રણછોડલાલ : ભાઈ, મને તો બંનેમાં શ્રદ્ધા છે; પણ સૌથી વધારે સમાધાનમાં છે.

મહીપતરામ : હસવું ને લોટ ફાકવો સાથે તો રણછોડભાઈ જ કરી શકે. કેમ, ભોળાનાથભાઈ?

ભોળાનાથ : હા; અને રણછોડભાઈ! બધામાં સમાધાન સારું, અંતઃકરણના વિષયમાં નહિ.

રણછોડલાલ : ભોળાનાથભાઈ! સમાધાન વગર શાંતિ સંભવે જ નહિ અને અંતઃકરણને તો શાંતિની સૌથી વધારે જરૂર.

ભોળાનાથ : ખરું; પણ ઈશ્વર બાબતમાં એક્કે સિદ્ધાંત વગર અંતઃકરણમાં શાંતિ ન થાય.

રણછોડલાલ : ( ધીમેથી ) ઈશ્વરને આપણાં માનસિક કાટલાંથી જોખીએ તે વ્યાજબી છે? સાકાર ને નિરાકારની ચર્ચા વખતે વીસરીએ છીએ કે ઈશ્વર સર્વશક્તિમાન પણ છે; ને સર્વશક્તિમાન તો સાકારે થાય ને નિરાકારે થાય. એમાં આમ જ છે ને આમ નથી, એવા આપણા આગ્રહો શોભે? મારામાં, આપનામાં, ગોપાળરાવમાં, મહીપતરામભાઈમાં, પશુમાં, પંખીમાં, વૃક્ષમાં, પાણીમાં, પ્રાર્થનાસમાજમાં, મંદિરમાં, એમ એ ક્યાં નથી?

ભોળાનાથ : પણ એ તો આપણે સમાજીઓ કહીએ જ છીએ.

રણછોડલાલ : પણ આપણે ઈશ્વરને એકલો નિરાકાર માની તેની સાકાર થવાની શક્તિને હસીએ છીએ; એનું નામ દુરાગ્રહ.

મહીપતરામ : મેં શું કહ્યું'તું ભોળાનાથભાઈ? એમને સિદ્ધાંત જ નથી.

ભોળાનાથ : રણછોડભાઈ! ત્યારે તમે શું પ્રાર્થનાસમાજી નહિ?

રણછોડલાલ : કેમ વારુ નહિ? સમાજનો સિદ્ધાંત ખોટો છે એવું મેં ક્યારે કહ્યું?

મહીપતરામ : સનાતનીઓ ખોટા છે એવું પણ ક્યારે કહ્યું ?

રણછોડલાલ : કોઈને ખોટો કહેવા જેટલું જ્ઞાન મારામાં હોય તો જરૂર કહું. લ્યો ચાલો, જઈશું ? મહીપતરામભાઈ ! તમને ઉતારતો જઈશ, ચાલો; પણ લગાર બે મિનિટ ભદ્ર-કાળીજીના મંદિર આગળ ખોટી કરું તો માફ કરશો.

મહીપતરામ : સેંકડો વર્ષથી દેશ ખોટી થયો તો તમારી બે મિનિટથી શું ?

* * *

[ લેખક : આમ રણછોડલાલ મિલમાં યે જતા, મ્યુનિસિ-પાલિટીમાં યે જતા ને પ્રાર્થનાસમાજમાં યે જતા. મિલનો ઉદ્યોગ ફાલ્યો ને ફળ્યો. મ્યુનિસિપાલિટીમાં તેમનું નામ ન ભુંસાય તેમ લખાયું. પ્રાર્થનાસમાજમાં તે ભાષણો આપતા, પણ ઘેર આવી સનાતનીને શોભે તેમ પંચાયતન દેવની પૂજા કરતા; અને છેવટે તે ધારાસભામાં પણ ગયા. હવે તેમની છેલ્લી સાંજે મળીએ. રણછોડ-લાલ એમના આલીશાન બંગલાની અગાશીમાં એકલા આરામ-ખુરશીમાં બેઠા છે ને સૂર્યાસ્તના રંગોથી રંગાએલાં સાબરમતીનાં પાણી નિહાળી રહ્યા છે. ત્યાં પાછળથી એક અવાજ આવે છે. ]

અવાજ : બેટા !

રણછોડલાલ : કોણ ?

અવાજ : ન ઓળખ્યો ? હું અહમદશાહ. બોલ, શી ઇચ્છા છે ?

રણછોડલાલ : કશી જ નથી. થાકી ગયો છું, માટે ઊંઘવાની.

અવાજ : બેટા ! કાલથી લાંબી ઊંઘ લેજે. આજ છેલ્લી સાંજ મારી સાથે ગાળ. મેં કહેલું કર્યું ?

રણછોડલાલ : હા, મિલ કરી ને ઉદ્યોગ આપ્યો; ગટર અને ટાંકી કરી ને આરોગ્ય આપ્યું.

અવાજ : મને ખાતરી હતી. કેમ, જીવનનું સરવૈયું કાઢ્યું ?

રણછોડલાલ : ના; જે કર્યું તે આપે કરાવ્યું—સારા માટે કે ખોટા માટે તે આપ જાણો. બાકી મિલો તો નીકળ્યે જાય છે. મિલો પૈસા વધારે છે ને પૈસા મિલો વધારે છે. બીજું કંઈ લાગતું નથી.

અવાજ : બેટા ! તું અને હું તો કરી છૂટયા. હવે અમદાવાદનું પ્રારબ્ધ. તારા અનુયાયીઓ એટલું સમજે તો સારું કે દ્રવ્યના ત્રણ રસ્તા છેઃ દાન, ભોગ અને નાશ ! સાબરમતીનો કાંઠો ભોગભૂમિ નથી, ઋષિઓની તપોભૂમિ છે; માટે દ્રવ્યનો ભોગ અહીં નિર્માણ નથી; બીજા બે જ રસ્તા છે. ગભરાઈશ નહિ; તારો પૌત્ર પહેલો માર્ગ પકડશે.

રણછોડલાલ : મારે ક્યાં જોવા આવવું છે ?

અવાજ : એ ભૂલ છે; હું પણ મારી છેલ્લી સાંજે એમ જ માનતો હતો.

રણછોડલાલ : ત્યારે શું મારે પાછું આવવાનું છે ?

અવાજ : હમણાં નહિ, લાંબે ગાળે; હવે હું નહિ આવું, તું આવજે.

રણછોડલાલ : આજ તો મારી છેલ્લી સાંજ ને ?

અવાજ : હા, તારા આ શરીરની. આવજે.

* * *

[ લેખક : રણછોડલાલ પોતાની છેલ્લી સાંજના વિચારમાં આંખો બંધ કરે છે, પછી પૌત્રને બૂમ પાડે છે. ]

રણછોડલાલ : ચિનુ !

ચિનુભાઈ: આવ્યો દાદાજી, કેમ ?

રણછોડલાલ : લગાર થયું કે તને બોલાવું. વાંચતો હોઈશ.

ચીનુભાઈ : હા, ઇશાવાસ્ય ઉપનિષદ્.

રણછોડલાલ : લાગ્યું કે એવું કૈં હશે. એમાં શું છે ?

ચિનુભાઈ : દાદાજી, એમાં શું નથી ? સાંભળો....

इशावास्यं इदं सर्वं यत्किंच जगत्यां जगत्
तेन त्यक्तेन भुंजीथा मा गृधःकस्यस्विद्धनं।

એટલે કે આ સઘળું વિશ્વ પરમાત્માથી ભરેલું છે. જે છે તે તેને અર્પણ કરીને ભોગવ. લોભ છોડ. ખરે ! આ દ્રવ્ય કોનું છે ?

રણછોડલાલ : કોનું છે ?

ચિનુભાઈ: પરમાત્માનું. પરમાત્માની મિલકતના આપણે માત્ર ટ્રસ્ટીઓ છીએ.

રણછોડલાલ : સારી વાત છે; પણ બધું દાનમાં ન આપી દેતો.

ચિનુભાઈ: દાદાજી ! ભોગ અને નાશમાંથી બચે તે દાનમાં આપવું, તેના કરતાં દાનમાંથી બચે તે ભોગવવું એ મારું સૂત્ર છે.

રણછોડલાલ : આગળપાછળનો લગાર વિચાર કરજે, ભાઈ !

ચિનુભાઈ: દાદાજી! એ અભિમાન પરમાત્માને જ શોભે. ચાલો, જઈશું ?

રણછોડલાલ: હા, વખત થઈ ગયો છે. (અટકીને) તારે જે કરવું હોય તે કરજે, પણ મારી પાછળ બહુ ખરચ ન કરતો; મારા બાપ કરોડપતિ નહોતા.

ચિનુભાઈ: (હસીને) જોઈશ.

* * *

[લેખક: અમદાવાદને મિલ, ગટર, પાણીની ટાંકી અને સૌથી વધારે તો દાનવીર પૌત્ર આપનાર નીચે સૂવા ગયા તે પછી ઊઠ્યા નહિ.]

# ડેન્માર્કનો મુસાફર

## દૃશ્ય ૧લું

સ્થળ : ડેન્માર્કના રાજા ૫મા ફ્રેડરિકના મહેલમાં તેની ઑફિસ.
સમય : અઢારમી સદીની મધ્ય.
પાત્રો : રાજા, પ્રોફેસર હાવેન અને કાર્સ્ટેન.

રાજા : પ્રોફેસર હાવેન! આપ વિદ્વાનો આપની જવાબદારીઓ બરાબર સમજતા જ હશો, એટલે બીજું તો અમારે કંઈ કહેવાનું ન જ હોય; છતાં એટલું કહીએ છીએ કે પૂર્વના દેશોની આપની આ મુસાફરી ત્યાંના લોકોના રીતરિવાજ તથા રહેણીકરણીના અભ્યાસ માટે યોજવામાં આવી છે. ત્યાંના રાજકીય તથા સામાજિક ઝઘડાઓમાં આપે ભાગ લેવાનો નથી. એવું બધું તો ઇંગ્લંડ-ફ્રાંસને પાલવે; ડેન્માર્કને નહિ.

હાવેન : મહારાજ! આપનું કહેવું યથાર્થ છે. સેવક તથા તેના મિત્ર વિદ્વાનો, તે નિરંતર લક્ષમાં રાખશે.

રાજા : રાખશો જ એવી અમને ખાતરી છે. આપ વિદ્વાનો જુદાં જુદાં રાષ્ટ્રના છો એટલા માટે જ આટલું કહેવું પ્રાપ્ત થયું. એક જર્મન છે, એક ડચ છે, એક સ્વીડ છે; માત્ર આપ તથા કાર્સ્ટેન જ આપણા મુલકના છો. જર્મની, સ્વીડન તથા હૉલંડ અમારા મિત્રો જ છે, છતાં સંભવિત છે કે પૂર્વના દેશો તરફ એમનો ઇરાદો આપણી માફક તટસ્થ નીતિનો ન પણ હોય!

હાવેન : નામદાર! વિદ્યા અને સંસ્કારને પૂજનારાઓ તટસ્થ જ હોય છે. એમનું રાષ્ટ્ર તો અમર્યાદ વિશ્વ છે.

રાજા : ભાવનાની એવી અનુપમ વિશાળતામાં જ માનવતાની શુદ્ધ સમુત્ક્રાંતિ છે. હાવેન! અમે સાંભળ્યું છે કે હિંદુસ્તાનની સંસ્કૃતિનો ઝોક રાષ્ટ્રપ્રેમ અને સંકુચિત રાષ્ટ્રીયતા કરતાં માનવતા અને વિશાળ વિશ્વબંધુત્વ તરફ વિશેષ છે.

હાવેન : જી હા, નામવર! સેવકે પણ એવું સાંભળ્યું છે. આપણાં યુરોપી ધોરણોથી પૌર્વાત્ય સંસ્કૃતિને વિચારતાં યા યુરોપી દૃષ્ટિથી તેને જોતાં તેનો સાચો તાગ કાઢી શકાતો નથી.

રાજા : હમણાં જ અમે હિંદુઓના તત્ત્વજ્ઞાનના એક ગ્રંથનું એક લૅટિન ભાષાંતર વાંચ્યું; એમાં એવું પ્રતિપાદન છે કે એક જ તત્ત્વ જેને તેઓ આત્મા કહે છે તે જ અનેક રૂપે અનંત રીતે અનુભવાય છે; પરંતુ આત્મામાં અનેકત્વ માનવું તેનું નામ અજ્ઞાન. તેવા અજ્ઞાનથી જ સુખદુઃખ, રાગદ્વેષ, શોકમોહ વગેરે અનેક ચિત્રવિચિત્ર વૃત્તિઓ ઉત્પન્ન થાય છે. ખરેખર, પ્રોફેસર હાવેન! આવા અનુપમ જ્ઞાનથી ભરેલો બીજો ગ્રંથ અમે તો વાંચ્યો નથી. આપે આ ગ્રંથ વાંચ્યો છે?

હાવેન : હા, નામદાર! તે ગ્રંથનું ફ્રેંચ ભાષાંતર પણ થયું છે અને સેવકે તે બંને વાંચ્યા છે. તેની અસરથી યુરોપી ફિલસૂફીનું અને સંસ્કૃતિનું આખું યે વહેણ બદલાશે એવું લાગે છે. યુરોપી રાષ્ટ્રવાદના ક્ષણભંગુર ઊર્મિલ ઉછાળા તથા માનવતાની ક્ષુદ્ર મર્યાદાઓ તો શમી જશે, પરંતુ વિશ્વપ્રેમ અને અખંડ માનવતાની હિંદુ ભાવના સદાકાળ ટકી રહેશે.

રાજા : અવશ્ય. વારુ, પણ સાથે એક ચિત્રકારને લઈ

જવો ભૂલશો નહિ. પૂર્વના મુલકોનાં ઓછામાં ઓછાં સો-બસો ચિત્રોની અમને અભિલાષા છે અને (ધીમેથી) પૌર્વાત્ય સ્ત્રીજગતને તે સંગ્રહમાં સ્થાન મળે એવી પણ અમારી ઇચ્છા છે. વળી એ ચિત્રાત્મક સ્ત્રીજગતને વર્ણનાત્મક બનાવવા આપની કલમને શ્રમ આપશો એવી ઇચ્છા પણ પ્રદર્શિત કરીએ છીએ. પ્રોફેસર ! આપને તો અવિદિત નહિ જ હોય કે હિંદુ સંસ્કૃતિના પ્રચારક તેમજ અભ્યાસી પંડિતો વેદાભ્યાસજડ નહોતા, પરંતુ રસિક હતા. એમની રસવૃત્તિને સાહૃદયતાથી કેળવશો અને જ્ઞાનને રસથી સગર્ભ કરશો. અને દાક્તર ક્રૅમરને સાથે લઈ જવાના છે. દાકતર વગર સહીસલામતી નહિ; એટલું જ નહિ, પણ દાકતરને લીધે ત્યાંના લોકોનો સીધો સંપર્ક સાધી શકાશે. ઠીક; કેમ, હજી કાર્સ્ટન નથી આવ્યા ?

હાવેન: આવતા જ હશે.

રાજા: હં, એ રહ્યા ખગોળશાસ્ત્રી; ખગોળમાં ભૂલા ના પડ્યા હોય ! હા, આપની સૌની બરાબર વ્યવસ્થા કરવા અમે અમારા મિત્ર–રાજાઓને રીતસર વિનંતિપત્રો મોકલી આપ્યા છે; અને પ્રોફેસર હાવેન ! જોજો હોં, ડેન્માર્કનું ખરાબ ન દેખાય તેવું વર્તન આપના સાથીદારો પાસે રખાવશો. વળી ભૂલશો નહિ કે આપે દરેકે રોજનિશિ રાખવાની છે; અને અંદરઅંદર વિતંડાવાદ ન થાય એટલું સાચવવાનું છે, એનું પણ વિસ્મરણ ન થાય. હા, વિદ્વાનોને તર્કમાંથી તકરારમાં ઊતરી જતાં વાર નથી લાગતી. બાળકો જેમ રમકડાં માટે ખેંચાખેંચ કરે છે તેમ વિદ્વાનો શબ્દાર્થ માટે કરે છે! લ્યો, આ આવ્યા કાર્સ્ટન. કેમ કાર્સ્ટન ! મોડા પડ્યા ?

કાર્સ્ટન : હેં........હા........નામવર ! માફી માગું છું.

રાજા : કંઈ નહિ, કંઈ નહિ; ખગોળશાસ્ત્રી છો એટલે દિવસે પણ તારા ગણવામાં પડ્યા હશો ? અને હાવેન ! અમે જે જે કહ્યું તે બધું પાછું આમને તથા બીજાઓને આપે જણાવવાનું છે. એક છેલ્લી વાત રહી ગઈ તે સાંભળો. કાર્સ્ટન ! તમે પણ ત્યાંના મુલકના લોકોને માઠું લાગે એવું વર્તન ત્યાજ્ય ગણશો અને એમની રાજકીય, સામાજિક કે ધાર્મિક બાબતોમાં આપ સૌ તટસ્થ રહેશો. એમના આચારવિચારો અને રીતરિવાજોને પૂરતું માન આપશો અને મૈત્રીથી જ વર્તશો. મૈત્રી અશક્ય હોય તો ઉપેક્ષાવૃત્તિ ધરશો, પરંતુ વિરોધી સૂર તો કદી નહિ જ ઉચ્ચારશો. સમજી ગયા ?

હાવેન : આપ નિશ્ચિંત રહેશો, નામદાર !

રાજા : ત્યારે આપ સૌને અમે સફળતા ઇચ્છીએ છીએ; અને કાર્સ્ટન !

કાર્સ્ટન : જી, નામદાર !

રાજા : એકલા આકાશ પ્રતિ નહિ, પરંતુ પૃથ્વી પ્રતિ પણ દૃષ્ટિ રાખજો અને ખગોળ અને ભૂગોળના કાળમાપની ભેળસેળ નહિ કરતા. સમજી ગયા ? (હસીને) પ્રાકૃત રીતિએ કહીએ તો મોડા ના પડશો. ગૃહસ્થો ! વિશેષ કહેવાની અમારી ઇચ્છા નથી. અમારો આદેશ તે આપ સૌનો ઉદ્દેશ હો. આવજો !

[ પડદો ]

## દશ્ય બીજું

સ્થળ : વહાણુની કૅબિન.
સમય : થોડા દિવસ પછી.
પાત્રો : હાવેન, કાર્સ્ટન, સ્વીડિશ પ્રોફેસર, ડચ પ્રોફેસર અને
ડૉકટર ક્રેમર.

સ્વીડ: અરે, જહાનમમાં જાય આ પ્રવાસ! રાત અને દહાડો બસ એકનું એક જ દશ્ય! ઉપર આકાશ અને ચારે તરફ ખારો સાગર!

ડૉકટર: હા, અને ન મળે સુંવાળો સહચાર; રાત-દિવસ ન મળે કોઈનો આધાર; બધા યે સરખા વાર અને તહેવાર.

હાવેન: તારે વળી કયો સંસાર હતો કે સ્રીના સહ-ચાર માટે બળાપા કરે છે!

ડચ: એ શું બોલ્યા, હાવેન! ક્રેમરના તો હતા એક નહિ, પણ અનેક સંસાર અને એના વાડીવિસ્તાર. કેમ, કાર્સ્ટન!

કાર્સ્ટન: હા, અનેકમાં એક જોવું એ જ્ઞાનીનું લક્ષણ છે. હિંદુ ફિલસૂફી મારી વાતને ટેકો આપે છે. કેમ, હાવેન?

હાવેન: હા, અને હિંદુ ફિલસૂફી તો કહે છે કે એકને જાણ્યા પછી બીજું કશું જ જાણવાનું રહેતું નથી; એટલે ક્રેમરને હિંદુ ફિલસૂફી બહુ ઉપયોગમાં આવે તેમ નથી; અને એ જીવડો તો અનેકને જાણ્યા છતાં એકેને નથી જાણી શકયો! ક્રેમર! સંસારનો સાર તારે મન તો સ્રી જ, ખરુંને?

ડૉકટર: આપ મંદરસ વિદ્વાનો આ વિષયમાં મૌન રાખો તો સારું. એકને મન છે ખગોળ, બીજાને ભૂગોળ, ત્રીજો

છે ઇતિહાસમાં મશગૂલ. એ સિવાય સંસાર તમને અસાર છે! ખરે, તમને બધાને પરણનારીઓ શું જોઈને પરણી હશે?

ડચ : એ હૈયાફૂટીઓ છે માટે; પણ તને એકે હૈયા-ફૂટી હજી મળી, બોલને?

સ્વીડ : ક્રૅમર! છો જેને કહેવું હોય તે કહે; મારી તને સલાહ છે કે તું ભૂલેચૂકે પણ પરણતો નહિ.

ડૉક્ટર : એ માટે નિશ્ચિંત રહેજો. આ મહેરબાનો બૈરાં ઘેર મૂકીને ખગોળ અને ભૂગોળની શોધો કરવા નીકળ્યા છે, તે ઘેર આવ્યા પછી કંઈ બીજી જ શોધ કરશે. (ધીમેથી) જો પાછા આવશે તો.

કાર્સ્ટન : બિરાદરો! હું તો હવે સૂઈ જાઉં છું. આ તમારી વાતો તો સવાર સુધી ચાલશે.

હાવેન : હં; કેટલા વાગ્યા હશે?

કાર્સ્ટન : દસ.

હાવેન : અરે ચાલો ઊઠીએ; મારે હજી ડાયરી લખવાની છે.

સ્વીડ : શું લખશો? ધૂળ! દહાડો અને રાત આકાશ ને પાણી સિવાય શું જોયું છે?

ડૉક્ટર : એકમેકની બેનમૂન સિકલો.

હાવેન : ક્રૅમર! તારી લૂલી વિષે પણ લખીશ કે "શાંત, ગંભીર અને અગાધ ઉદધિમય તથા આકાશમય વિશ્વમાં અમારી નાનીશી નાવ ને ક્રૅમરની નાનીશી લૂલી જ માત્ર હાલી રહ્યાં છે."

કાર્સ્ટન : સાહેબ! હું તો આ ઊઠચો ઊંઘવા.

ડચ : અને હું પણ.

સ્વીડ : જાઓ, હું તો મારે શરાબની પ્યાલી ભરી આ બેઠો. હાવેન, લેશો ? ડૉક્ટર તું ?

હાવેન : બેશક.

ડૉક્ટર : એનાથી રૂડું શું ? લાવો, બિરાદર ! આ એકતાનતાનો વિભાજક, એકાંતનો અટૂલો સોબતી.

સ્વીડ : મારી ગણતરી મુજબ કાલ સુધીમાં ઇજિપ્તની જમીન દેખાવી જોઈએ.

હાવેન : મને પણ લાગે છે; ચાલો નિરાંત થાય.

સ્વીડ : ઇજિપ્તમાં આપણે ઠીકઠીક રહેવાનું થશે, કેમ ?

હાવેન : કમમાં કમ બે માસ. કામ પણ ક્યાં ઓછું છે ? ક્રેમરને વળી કોઈ કલીઓપેટ્રા જોવાના કોડ હશે. કેમ, ક્રેમર ?

ડૉક્ટર : વો દિન કહાં ! હા, આપણો તો ભાઈ એવો વિચાર ખરો. સ્રીનું મોં જોયે મહિના થઈ ગયા, મારા સાહેબ ! ત્યાં એક અઠવાડિયા સુધી કોઈએ મારી ભાળ ન કાઢવી.

હાવેન : એ, તું ડૉક્ટર છે; અમારી સાથે જ રહેવાનું છે.

ડૉક્ટર : તો રહીશું બાવા, પણ સાથે કલીઓપેટ્રા જોઈશે.

સ્વીડ : હાવેન ! હું થીબીસમાં પખવાડિયું ગાળીશ. ત્યાં મારે જૂનાં રાજારાણીઓની કબરોનો પત્તો મેળવવો છે. હાયકસોસના જૂના મહેલોનાં ખંડિયેરો પણ શોધવાં છે.

હાવેન : અને કાર્સ્ટનને નાઈલના પ્રવાહનો અભ્યાસ કરવો છે અને આપણા ડચ બિરાદરને મેમ્ફિસમાં રેમેસિસની કબર શોધવી છે. હું કેરોની પાસે જ રહીશ; કેમકે મારે હીરોગ્લીફિક્સ તથા લૅટિન લિપિના જૂના અંકોડા તપાસવા છે.

ડૉકટર : ઘોરખોદુઓ ! પ્રભુએ તમને શીદ ઘડયા હશે એ જ સમજાતું નથી. તમે ગયા જનમમાં એ ઘોરમાંના ઊંદરો જ હશો.

હાવેન : પાછાં તમારાં લૂલીબાઇ લવરીએ ચઢયાં ?

ડૉકટર : કેમ ન ચઢે ? મંદરસો ! મહાનિદ્રામાં પડેલી કે નીટોક્રીસ કે કલીઓપેટ્રાના બીડેલા હોઠ ખૂલી જાય અને તેમના હૃદયમાં દફનાએલી ગુપ્ત અને રસિક વાતો તમને ઘોરખોદુઓને તેઓ કહે તેવું ના માનતા. એ ગુપ્ત-વાતો, એ રસિક મર્મો તો સેવક જેવા રસકોવિદને જ તે હોઠો નિવેદશે; પણ ભૂલ્યો. મિસરની જીવતી કલીઓપેટ્રાઓને વીસરી ઘોરમાં દટાએલી કલીઓપેટ્રાઓને સેવક શું જખ મારવાને ઇચ્છે ! જાઓ, તમને મંદરસોને તે બક્ષિસ છે.

સ્વીડ : હાવેન ! આ આપણા ઍન્ટની મિસરમાં સખણા રહે તેમ લાગતું નથી.

હાવેન : ના, એમનાં લક્ષણ તો નથી; પણ ગભરાશો નહિ. નાટકનો અંત શેકસ્પીઅરની રાહે નહિ આવે. વળી કલીઓપેટ્રા પોતાના પ્રેમીજનોને છેવટે નાઈલના મગરોને સ્વાધીન કરી તેમની ક્ષુધા સંતોષતી, તેવી રોમાંચક ઘટના પણ આમાં નહિ બને. સંભવિત તો એ છે કે આ આપણા આભાસ ઍન્ટનીને કોઈ મિસરીપતિ શરૂઆતથી જ પોતાના હાથથી સાલમપાક ચખાડશે.

સ્વીડ : મને પણ એમ જ લાગે છે. આપણા ઍન્ટની સારી પેઠે ખોખરા થવાના થયા છે. ચાલો, આપણે આ શરાબની પ્યાલીઓ ખખડાવી એ જ ઇચ્છીએ.

ડૉકટર : મારી ક્લીઓપેટ્રાનો પતિ સમજુ જ હશે તેની ખાતરી આપું છું. હવે અથડાવો પ્યાલીઓ.

સ્વીડ : હવે સૂવા જા, ડૉકટર ! બસ કર; બહુ ઢીંચ્યો.

ડૉકટર : હા, સ્વપ્નમાં આજે તો એ આવવાની જ.

હાવેન : એકલી નહિ, તેના વર સાથે; તારું આવી બન્યું જાણજે.

સ્વીડ : ના, ના; હાવેન ! એટલું તો આપણે ઉદારતાથી ઇચ્છીએ કે સ્વપ્નમાં ભલે તે તેને એકલી મળે. ક્રેમર ! જા, હવે સુખેથી ઊંઘ. ( ડૉકટર જાય છે. )

હાવેન : અચ્છો જવાન છે.

સ્વીડ : રસિક છે, રમૂજી છે. એના વગર આ કંટાળાભરેલી મુસાફરી કેમે કરી ખૂટત નહિ.

હાવેન : હવે કાલે પેલો મિસરી ઉમરાવ આપણને લેવા આવે તો સારું, નીકર પાછા અથડાવાનું. અમારા પ્રધાને તેને લખ્યું તો છે જ.

સ્વીડ : નીકર પાછું ઇંગ્લિશ ઍમ્બસીમાં જવાનું અને હજાર રામાયણ : કોણ છો, કયાં જાઓ છો, કેમ જાઓ છો, કયાં સુધી રહેશો વગેરેના સવાલજવાબો.

હાવેન : અંગ્રેજોને તો એમ જ કે પોતાનો પગદંડો હોય ત્યાં બીજા યુરોપીઅનો હોવા જ ન જોઈએ; રખેને અમારું પચાવી પડશે !

સ્વીડ : બહુ વિલક્ષણ પ્રજા ! ‘ પૈસો મારો પરમેશ્વર ’ એ એમનો મંત્ર. કેવી વિચિત્ર ફિલસૂફી !

હાવેન : હા, ભાઈ હા ! અને એ પરમેશ્વરની માયા-રૂપ એમનું સામ્રાજ્ય !

સ્વીડ : ધર્મ પણ સામ્રાજ્યના રક્ષણ ખાતર જ. ખરેખર, અંગ્રેજ પ્રજાનું માનસ કળવું મુશ્કેલ.

હાવેન : હું માનસશાસ્ત્રી નથી, છતાં કહું કે ઇચ્છાને અનુસાર ભાવના ઘડવી અને નહિ કે ભાવનાને અનુસાર ઇચ્છા, એ એની જીવનફિલસૂફી.

સ્વીડ : એમનું અંતઃકરણ ઘણું જ કહ્યાગરું.

હાવેન : જે કહો તે. દુનિયાભરમાં એમના અડ્ડા છે. સાહસિક પણ તેવા.

સ્વીડ : અને ખડતલ, ચામડી પણ જાડી.

હાવેન : પોતાને લાભ હોય ત્યારે જ દુશ્મન થાય. તમે એને ઉશ્કેરી પણ ન શકો કે ગુસ્સે પણ ન કરી શકો; તમે કંટાળીને પછી પોતે જ ઉશ્કેરાઈ જાઓ કે ક્રોધે ભરાઓ. તે વખતે એને લાભનો મોકો હોય તો 'આત્મરક્ષણ'ના બહાના હેઠળ એ તમારો ઘડોલાડવો કરી દે !

સ્વીડ : ચાણાક્યો છે. યુરોપી પ્રજાઓનું આમ, તો પેલી સરળ હૈયાની દેશી પ્રજાઓનું તો શું ?

હાવેન : અંદરઅંદર ભાગલા પડાવી, સત્તાનાં પલ્લાં સમતોલ રાખી, ત્રાજવાની દાંડી પોતે હાથમાં રાખે ને પછી મનગમતા ખેલ કરાવે; બે બિલાડી ને માંકડાંનો ખેલ.

સ્વીડ : યુરોપમાં પણ એ શું કરે છે ? એનું એ જ. 'બૅલૅન્સ ઑફ પાવર' ખાતર ફ્રાંસ કરતાં રશીઆને મજબૂત ન બનવા દે ને રશીઆ કરતાં ફ્રાંસને નહિ; એ તો પ્રત્યક્ષ જોઈએ જ છીએને !

હાવેન : હવે કહ્યું તે ખરું. અંગ્રેજ પોતાનું સામ્રાજ્ય એક વાર ફ્રાંસ પાસે તો બીજી વાર રશીઆ પાસે તો ત્રીજી વાર પૃશીઆ પાસે તો ચોથી વાર કોઈ ચોથી સત્તા પાસે, એમ રક્ષાવ્યા કરે છે.

સ્વીડ : પેલી કહેવત યાદ છે ને ? England will defend her Empire to the last French man, the last Russian or the last....................એમ છે સાહેબ.

હાવેન : હા અને હૉલંડ, બેલ્જીઅમ, ડેન્માર્ક વગેરે પોતાનાં લશ્કરોથી એની અને પૃશીઆ તથા રશીઆની વચ્ચે ઊભાં રહી, ખરું જોતાં તેનું રક્ષણ કરે છે; છતાં એ એમ મનાવે છે કે એ બધા નાના દેશોની સ્વતંત્રતા પોતે રક્ષે છે !

સ્વીડ : છતાં બધા એની મૈત્રી ચાહે છે; ફ્રાંસ, રશીઆ કે પૃશીઆની નહિ.

હાવેન : હા, કેમકે ઇંગ્લંડને યુરોપી સામ્રાજ્યના કોડ નથી; યુરોપની બહાર સામ્રાજ્યના કોડ છે; જ્યારે પેલા બધાઓને યુરોપી સામ્રાજ્યના કોડ છે. મહત્ત્વાકાંક્ષાની ડહાપણભરી મર્યાદાથી ઇંગ્લંડ સ્વહિતનું આમ સારું રક્ષણ કરે છે. છેને ચતુરાઈ !

સ્વીડ : ખરીસ્તો. ચાલો સૂઈ જઈએ. સ્વપ્નમાં કદાચ હું સ્વીડિશ સામ્રાજ્ય જોઈશ અને તમે ડૅનિશ સામ્રાજ્ય જોશો.

[પડદો]

## દૃશ્ય ત્રીજું

સ્થળ : કૅરોમાં એક ઉમરાવનું ઘર.
સમય : બીજા દિવસે રાત્રે.
પાત્રો : ગયા દૃશ્યનાં જ.

ડૉક્ટર : અરે, આ બધી ક્લીઓપેટ્રાઓ તો બુરખામાં જ ઘૂમે છે! ઓ ખુદા ! પાછા બુરખા ખોલવાના રહ્યા.

હાવેન : કાર્સ્ટન ! ઉતારો તો સારો છે. કૅમર ! તું છેક ઉપરને મજલે જજે, અમે વેદીઆઓ નીચે રહીશું. તને ને તારી ક્લીઓપેટ્રાને..........હં—હં—હં........કે જે આકાશમાંથી તારી ઓરડીમાં અદ્ધર પડવાની છે તેને, એકાંત ઠીક પડશે.

ડૉક્ટર : મુરબ્બીઓ ! આ બધું વાતાવરણ જ જાણે ભેદભરમોથી ભરેલું લાગે છે. આ મિસરીઓ તો જાણે મોંમાં જીભ જ ન હોય તેમ મૂંગા મૂંગા ફરે છે અને મિસરણો તો મારા માનમાં યે એમના બુરખા ખસેડતી નથી ! ઠીક, બંદા ઉપર જશે; પણ બાપલા, થોડી થોડી વારે લગાર ખબરઅંતર રાખજો હાં ! વાતાવરણ તો જાણે મારા ખૂનીને ઉત્તેજે તેવું છે ! (આકાશમાં નજર રાખી મોટેથી) ક્લીઓ, પ્યારી ક્લીઓ ! ઊતરજે આકાશના અંચલ ભેદીને આ તારા પ્રિયજનને સત્કારતી ઉપલ્લી મેડીમાં; પણ પ્રિયે ! સાથે કાળા ઝેરી નાગો કરડાવવા માટે ન લાવતી. મરવાની એ રીત તારા આ પ્રેમીને પસંદ નથી. આવી પહોંચ, પ્રિયતમે ! આવી પહોંચ. આ હું ચાલ્યો ઉપર તારી વાટ જોવા. (ઝટપટ સીડી ચડે છે.)

હાવેન : પાગલ ! ( હસતે હસતે પગની મોજડી તેના તરફ ફેંકે છે, જે વાગે તે પહેલાં કૅમર સીડી ચઢી જાય છે. ) કાર્સ્ટન ! ઉમરાવે ઉતારો તો સારો આપ્યો છે. પોતે પણ સારો માણસ લાગે છે.

કાર્સ્ટન : હા, બાજુમાં જ તે સકુટુંબ રહે છે. ચાર પાંચ બુરખાઓ પણ જોયા.

સ્વીડ : ચાર ને પાંચ ! કોણે ગણ્યા ? એક જ બુરખો ઘૂમતો હોય તો યે શી ખબર પડવાની હતી, ભલા ભાઈ !

ડચ : હાવેન ! આવતી કાલે હું તો થીબીસ તરફ જઈશ. એમનહોટેપની કબર પરનો લેખ ઉકેલવો છે.

સ્વીડ : હું પણ સાથે આવીશ; હું આગળ મેમ્ફિસ તરફ જઈશ.

કાર્સ્ટન : અને મારે નાઈલનું મૂળ નક્કી કરવું છે, માટે હું મેમ્ફિસથી આગળ જઈશ.

હાવેન : મારે મારું કામ કૅરોથી ચાળીસેક માઈલ દૂર કરવાનું છે. તમે બધા પંદર રોજ સારુ બધે ફરી શકો છો; પછી અહીં જ એકઠા મળવાનું. કૅમરનું શું ? મારી સાથે કે તમારી સાથે ?

સ્વીડ : એ તો બુરખાઓની શોધ કરશે ને છેવટે માર ખાધા પછી જ આવશે.

હાવેન : ( સાદ કરે છે ) કૅમર !

ડચ : ઊંઘી ગયો હશે.

હાવેન : કૅ........મ........ર !

કાર્સ્ટન : એ છોને રહ્યો અહીં કૅરોમાં.

સ્વીડ : હા, છોને બીચારો અહીં રહ્યો. એનું આપણી સાથે કામે શું છે?

હાવેન : હા, એ વાત પણ ઠીક છે. તમારાં ખંડિયેરો ને કબરોથી એ લાલા કંટાળી જશે અને તમને રોજ ભાંડશે એ જુદું.

કાર્સ્ટન : અને ભૂલેચૂકે કો યુવાન રાણીનું મમી મળી આવશે તો તેની સાથે પણ પ્યાર કરવા મચી પડશે અને મમીને પછી છોડશે જ નહિ!

સ્વીડ : તો તો સારું; માર ખાવાની ધાસ્તી ઓછી.

હાવેન : ક્રે........મ........ર! હં, ઊંઘી ગયો લાગે છે; પણ એને એકલો તો અહીં ન મુકાય. હું એને મારી સાથે લઈ જઈશ.

ડચ : હાવેન! એ સેલાણી તમને કામ નહિ કરવા દે. તમે લિપિઓ ઉકેલશો એમાં એને રસ પણ નહિ પડે. એના કરતાં એને બીચારાને અહીં રહેવા દો અને પ્રેમની લિપિઓ ઉકેલવા દો.

કાર્સ્ટન : મને પણ હવે ઊંઘ આવે છે. ચાલો, હું તો જાઉં છું.

હાવેન : અરે, આપણે બધા યે સૂઈ જઈએ. થાક કંઈ ઓછો લાગ્યો છે? અને આજે તો ખવાયું છે પણ સારી પેઠે.

સ્વીડ : હા અને આ મિસરી શરાબ પણ કંઈક ભારે હશે! અણધારેલાં સ્વપ્નાં તો નહિ આવેને? ક્રેમરને તો ચોક્કસ કલીઓપેટ્રાનું જ આવવાનું; પણ હાવેન! તમારું અને મારું શું?

ડચ : કેમ, કંઈ કલીઓપેટ્રાનાં સ્વપ્નનો ક્રેમરે ઇજારો લીધો છે? હા, એટલું ખરું કે તે સૌથી વધારે યુવાન છે અને કદાચ દેખાવમાં પણ સૌથી સારો છે, એટલે........

હાવેન : (ધીમેધીમે) સૌથી વધારે જવાન બેશક, પણ દેખાવમાં સૌથી વધારે સારો હરગીઝ નહિ.

સ્વીડ : વારુ, ત્યારે આપને પણ કલીઓપેટ્રા પસંદ કરશે, લ્યો થયું? કાર્સ્ટન! તારું શું?

કાર્સ્ટન : કલીઓપેટ્રા એ બેનાં ખૂન કરે ત્યાંસુધી હું રાહ જોઈશ.

સ્વીડ : એમ જ; હું અને મારા ડચ વિદ્વાન અમારી સિફ્કલનો, ઉમરનો તથા આપની ત્રણેની હાજરીનો વિચાર કરતા આ બાબતમાં તટસ્થ રહીશું.

ડચ : કબૂલ, ચાલો ઊંઘીએ.

હાવેન : ચાલો.

બધા જ : ચાલો.

(ધીમે ધીમે બધા પોતાના ખંડોમાં જાય છે. સ્ટેજ ઉપર અડધી મિનિટ તદ્દન અંધારું થાય છે. પછી ઝાંખો પ્રકાશ થાય છે. એ ઝાંખા પ્રકાશમાં એક બુરખાવાળી સ્ત્રીની આકૃતિ પસાર થતી લાગે છે. આકૃતિ ધીમેધીમે સીડી ચઢતી જણાય છે. પાછું તદ્દન અંધારું થઈ જાય છે. અડધી મિનિટ પછી ઝાંખા પ્રકાશમાં આંખો ચોળતો ક્રેમર અને પેલી બુરખાવાળી આકૃતિ સામસામાં દેખાય છે.)

ડૉક્ટર : કોણ? આપ કોણ છો?

સ્ત્રી : ન ઓળખી?

ડૉકટર : માફ કરજો, ના.

સ્રી : ત્યારે જતી રહું ?

ડૉકટર : હેં ! ના....ના; પણ આપ કોણ છો ?

સ્રી : તે જ.

ડૉકટર : એટલે ?

સ્રી : જુઓ. (એટલું કહી બુરખો કહાડી નાખે છે. એક ત્રીસેક વર્ષની સુંદર સ્રી દેખાય છે. ક્રેમર દિગ્મૂઢ જેવો જોયા કરે છે.)

ડૉકટર : આ....પ.... કો........ણ ?

સ્રી : યાદ કરો.

ડૉકટર : આ જન્મે તો આ સૌંદર્ય પહેલી જ વાર જોઉં છું. માફ કરશો; કહેશો કે આપ કોણ છો ?

સ્રી : કલીઓપેટ્રા.

ડૉકટર : હેં........એં........એં.......એં........!

સ્રી : હા, તમે જેમના મહેમાન છો તે ઉમરાવની હું બહેન છું. તમે આવ્યા ત્યારથી જ હું તમને ધારીધારીને જોતી હતી. પેલી જાળીવાળી બારી જોઈ ? તેમાંથી. સ્વપ્નમાં મેં જે યુવાન પુરુષ જોએલો તે જ તમે નીકળ્યા ! કેવું વિચિત્ર ! પછી તમે પેલું ગીત ગાતાગાતા અહીં પડ્યા હતા. જેમાં ‘કલીઓપેટ્રા, કલીઓપેટ્રા’ એ શબ્દો આવતા હતા. મને થયું કે વિધિની શી વિચિત્રતા ! હું તમને મળવાને એટલી તો અધીરી થઈ ગઈ ! દિવસ તો જાણે ખૂટે જ નહિ, ખૂટે જ નહિ ! રાત પડી ને મારી દાસીએ મને કહ્યું કે જાઓ, બધા ઊંઘી ગયા છે; એટલે હું આમ સ્વપ્નમાં જોએલાને જાગ્રતમાં મળવા સરકી આવી. બોલો, આ આવી હું. મારી

આંખો તરફ જુઓ. માલૂમ છેને કે એક મિસરી સ્ત્રીએ એક પુરુષ આગળ બુરખો ખોલ્યો છે? જોયું? શું જોયું?

ડૉકટર : કલીઓપેટ્રા! જે જોયું તે હૃદયમાં સંઘર્યું. શું કહું?

કલીઓપેટ્રા : તો સ્વીકારો; વધારે પૂછપરછ ન કરશો.

ડૉકટર : હૃદયથી સ્વીકારું છું.

કલીઓપેટ્રા : જે હૃદયથી સ્વીકારે તે હાથથી પણ સ્વીકારે. (એટલું બોલીને નમણું હસે છે.)

ડૉકટર : (બંને હાથો આપીને) આ........વો.

કલીઓપેટ્રા : વિધિની કેવી વિચિત્રતા! મારું તમને સ્વપ્નમાં જોવું, તમારું છેક મિસર સુધી આવવું અને તે પણ આ જ મકાનમાં; અને તમારું 'કલીઓપેટ્રા, કલીઓપેટ્રા' એવું ગાવું........(ધીમેથી) પ્રિયતમ!

ડૉકટર : પ્રિયતમે! પરણેલાં કે કુંવારાં?

કલીઓપેટ્રા : પ્રિયતમ! અરસિકો જ એવું પૂછે. એટલું જ કહીશ કે હું તમારા પ્રેમમાં છું. એટલું શું બસ નથી?

ડૉકટર : કલીઓ! સૌંદર્યની અલૌકિક તારિકા! વિશાળ નભપટેથી તું મિસરમાં સરી પડી છે.

કલીઓપેટ્રા : (ભાવથી) હું ગમું છું?

ડૉકટર : (તેના નાજુક હાથ દબાવતો) એટલી બધી કે....

કલીઓપેટ્રા : કે............?

ડૉકટર : તારા કોમળ હાથ સારી જિંદગી દાબ્યા જ કરું અને તારા મુખારવિંદની સૌંદર્યસૌરભથી સમાધિ અનુભવું; અને........

ડૉક્ટર : માફ કરજો, ના.

સ્ત્રી : ત્યારે જતી રહું ?

ડૉક્ટર : હેં ! ના....ના; પણ આપ કોણ છો ?

સ્ત્રી : તે જ.

ડૉક્ટર : એટલે ?

સ્ત્રી : જુઓ. (એટલું કહી બુરખો કહાડી નાખે છે. એક ત્રીસેક વર્ષની સુંદર સ્ત્રી દેખાય છે. ક્રેમર દિગ્મૂઢ જેવો જોયા કરે છે.)

ડૉક્ટર : આ....પ.... કો.......ણ ?

સ્ત્રી : યાદ કરો.

ડૉક્ટર : આ જન્મે તો આ સૌંદર્ય પહેલી જ વાર જોઉં છું. માફ કરશો; કહેશો કે આપ કોણ છો ?

સ્ત્રી : કલીઓપેટ્રા.

ડૉક્ટર : હેં........એં........એં.......એં........!

સ્ત્રી : હા, તમે જેમના મહેમાન છો તે ઉમરાવની હું બહેન છું. તમે આવ્યા ત્યારથી જ હું તમને ધારીધારીને જોતી હતી. પેલી જાળીવાળી બારી જોઈ ? તેમાંથી. સ્વપ્નમાં મેં જે યુવાન પુરુષ જોએલો તે જ તમે નીકળ્યા ! કેવું વિચિત્ર ! પછી તમે પેલું ગીત ગાતાગાતા અહીં પડ્યા હતા. જેમાં 'કલીઓપેટ્રા, કલીઓપેટ્રા' એ શબ્દો આવતા હતા. મને થયું કે વિધિની શી વિચિત્રતા ! હું તમને મળવાને એટલી તો અધીરી થઈ ગઈ ! દિવસ તો જાણે ખૂટે જ નહિ, ખૂટે જ નહિ ! રાત પડી ને મારી દાસીએ મને કહ્યું કે જાઓ, બધા ઊંઘી ગયા છે; એટલે હું આમ સ્વપ્નમાં જોએલાને જાગ્રતમાં મળવા સરકી આવી. બોલો, આ આવી હું. મારી

આંખો તરફ જુઓ. માલૂમ છેને કે એક મિસરી સ્ત્રીએ એક પુરુષ આગળ બુરખો ખોલ્યો છે? જોયું? શું જોયું?

ડૉક્ટર : ક્લીઓપેટ્રા! જે જોયું તે હૃદયમાં સંઘર્યું. શું કહું?

ક્લીઓપેટ્રા : તો સ્વીકારો; વધારે પૂછપરછ ન કરશો.

ડૉક્ટર : હૃદયથી સ્વીકારું છું.

ક્લીઓપેટ્રા : જે હૃદયથી સ્વીકારે તે હાથથી પણ સ્વીકારે. (એટલું બોલીને નમણું હસે છે.)

ડૉક્ટર : (બંને હાથો આપીને) આ........વો.

ક્લીઓપેટ્રા : વિધિની કેવી વિચિત્રતા! મારું તમને સ્વપ્નમાં જોવું, તમારું છેક મિસર સુધી આવવું અને તે પણ આ જ મકાનમાં; અને તમારું 'ક્લીઓપેટ્રા, ક્લીઓપેટ્રા' એવું ગાવું........(ધીમેથી) પ્રિયતમ!

ડૉક્ટર : પ્રિયતમે! પરણેલાં કે કુંવારાં?

ક્લીઓપેટ્રા : પ્રિયતમ! અરસિકો જ એવું પૂછે. એટલું જ કહીશ કે હું તમારા પ્રેમમાં છું. એટલું શું બસ નથી?

ડૉક્ટર : ક્લીઓ! સૌંદર્યની અલૌકિક તારિકા! વિશાળ નભપટેથી તું મિસરમાં સરી પડી છે.

ક્લીઓપેટ્રા : (ભાવથી) હું ગમું છું?

ડૉક્ટર : (તેના નાજુક હાથ દબાવતો) એટલી બધી કે....

ક્લીઓપેટ્રા : કે...........?

ડૉક્ટર : તારા કોમળ હાથ સારી જિંદગી દાબ્યા જ કરું અને તારા મુખારવિંદની સૌંદર્યસૌરભથી સમાધિ અનુભવું; અને........

કલીઓપેટ્રા : અને...........?

ડૉકટર : (કોમળ અવાજે ધીમેથી) જ્યાં સુધી આંખોની તરસ ન છિપાય ત્યાં સુધી હોઠોની તરસ ન છિપાવું. પ્રિયે!

કલીઓપેટ્રા : (કૅમરને ગળે બંને હાથ નાખી) પણ હું તો અધીરી છું, વ્હાલમ! આંખોને રાહ જોવડાવીશ, હોઠોને નહિ.

(સ્ટેજ ઉપર એકદમ અંધારું થઈ જાય છે. એક મિનિટ બાદ અજવાળું થાય છે. હાવેન દાખલ થાય છે, પછી કાર્સ્ટન આવે છે.)

હાવેન : ગુડ મૉર્નિંગ, કાર્સ્ટન!

કાર્સ્ટન: ગુડ મૉર્નિંગ, હાવેન!

હાવેન : હા....શ, ઊંઘ સારી આવી.

કાર્સ્ટન : મને પણ.

(સ્વીડ અને ડચ દાખલ થાય છે)

હાવેન : કેમ કેવુંક ઊંઘ્યા તમે બંને?

સ્વીડ : સારું.

ડચ : અને હું પણ.

હાવેન : (સાદ દરે છે) કે....મ....ર!

કાર્સ્ટન : ઊંઘતો હશે.

સ્વીડ : કલીઓપેટ્રાના સ્વપ્નમાં પડ્યો હશે!

ડચ : ના ના, જલદી ઉઠાડીએ; બીચારાને કલીઓપેટ્રા મગરને સ્વાધીન કરવાની તૈયારીમાં ન હોય!

હાવેન : કે પછી એનો વર ધીબતો ન હોય!

(ક્રેમર પ્રવેશ કરે છે.)

સ્વીડ : કેમ, સહેલાણી! ઊઠયા?

કાર્સ્ટન : કેમ, કેવી હતી?

હાવેન : જીવતો ઊઠયો ખરો!

(ક્રેમર મૌન રાખે છે. બધા થોડી વાર તેને જોઈ રહે છે.)

ડચ : ભાઈશ્રી! લગાર વર્ણન તો કરો.

કાર્સ્ટન : જેનું વર્ણન ન થઈ શકે તેવા અલૌકિક આનંદનું વર્ણન રસજ્ઞો કદી કરતા નથી; એટલે મિત્રો! ક્રેમરનું મૌન આપણે એ રીતે ઘટાવવાનું.

સ્વીડ : કેમ, મહેરબાન! પછી ન મળી?

હાવેન : સ્વપ્નમાં પણ જેને ન મળે તેને જાગ્રતમાં શું મળવાની હતી!

ડૉકટર : (ઘણું ધીમેથી) કેમ, કૉફી નથી?

સ્વીડ : બોલ્યો, બોલ્યો! એ છોકરા! કૉફી લાવ. કેમ, કલીઓપેટ્રાએ કૉફી ન પાઈ?

ડચ : અરે યાર! એનું અંગત સ્વપ્નું એ ખાનગી રાખવા માગે તો આપણે શીદ પૂછવું?

(છોકરો કૉફી લાવે છે. ક્રેમર તે લે છે.)

હાવેન : ક્રેમર! આપણે બધાએ આજે લંચ પછી મુકામ છોડવાનો છે.

ડૉકટર : હેં...........!

હાવેન : હા; ચમકયો કેમ?

ડચ : અમારી સાથે કબરો તપાસવા આવવું હોય તો તેમ.

સ્વીડ : પણ કલીઓપેટ્રાના મુડદા સાથે પ્રેમમાં નહિ પડવાનું, હોં!

ડૉકટર : (સ્વીડની સામે એકધારી નજર નાખીને) ના, હું નથી આવવાનો.

હાવેન : તો પછી ચાલો મારી સાથે જૂની લિપિઓ ઉકેલવા!

ડૉકટર : (હાવેન સામે એકધારી નજર નાખીને) ના.

હાવેન : એટલે?

ડૉકટર : મારે અહીં રહેવું છે.

હાવેન : હું નક્કી કરું તેમ થશે.

ડૉકટર : દિલગીર છું.

હાવેન : એટલે?

ડૉકટર : તબિયત સારી નથી.

કાર્સ્ટન : કેમ, કંઈ થયું?

સ્વીડ : તો અમે બે ત્રણ દિવસ રોકાઈશું, તેમાં શું?

ડચ : હા, જરૂર; કંઈ એકલો મુકાય?

હાવેન : દિલગીર છું, કૅમર! તને એકલો મૂકીને અમે નહિ જઈએ હોં. સારું થયા પછી જ જઈશું. બ્હીશ ના.

ડૉકટર : ના, ના; તમારે તમારું કામ પડતું ન મૂકવું જોઈએ. મને એકાદ અઠવાડિયામાં ઠીક થઈ જશે.

હાવેન : એઈ! પણ તને થયું છે શું એ તો કહે.

ડૉકટર : મને ખબર નથી.

હાવેન : એટલે?

કાર્સ્ટન : તું પણ યાર, કંઈ ગૂઢ આદમી છે!

ડચ : કાલ રાત સુધી તો ઘોડા જેવો હતો!

સ્વીડ : અને અત્યારે પણ ખાસ્સો ઘોડો જ લાગે છે.

કાસ્ર્ટન : ક્રેમર! કહે તો ખરો યાર.

ડૉકટર : ખાસ કંઈ જ નથી; મને ન પૂછશો એટલું જ ઇચ્છું.

હાવેન : (સત્તાથી) ક્રેમર! બહુ થયું હવે. ચાલ સીધી વાત કર; શું થયું છે? હું તારા ઉપરી તરીકે હવે પૂછું છું.

( ક્રેમર ઊભો થઈ જાય છે અને છટાથી ઉપરી હાવેનને સલામ કરે છે. )

ડૉકટર : સાહેબ! હું આવી શકું તેમ નથી.

હાવેન : (સત્તાથી) કેમ?

( ક્રેમર માથું નીચું નાખીને ઊભો રહે છે. )

હાવેન : (સત્તાથી) મારો હુકમ છે, બોલ.

ડૉકટર : હું આપને એકલાને જણાવીશ.

હાવેન : ગૃહસ્થો! તમે બધા બેસો. ક્રેમર! ચાલ બહાર.

( હાવેન અને ક્રેમર બહાર જાય છે. )

સ્વીડ : ખરો, ભાઈ! આ પણ કમાલ છે!

ડચ : ખસી તો નહિ ગયું હોય?

કાસ્ર્ટન : ભાઈઓ! મને લાગે છે કે રાતમાં કંઈ બન્યું છે.

સ્વીડ : લ્યો! તેમાં તેં કયો નવો પ્રકાશ નાખ્યો?

ડચ : રાતમાં શું બને? સ્વપ્નાં આવે, બીજું શું?

કાસ્ર્ટન : સ્વપ્નાં ખાનગી રાખવાનું શું કારણ હોય? મને કંઈ તે બેસતું નથી.

સ્વીડ : અરે છોડ ખ્યાલ, ગમે તે હોય.

ડચ : (હસીને) ક્લીઓપેટ્રા તો નહિ મળી હોય!

કાસ્ર્ટન : કદાચ.

સ્વીડ : ક્યાંથી ? ક્યારે ?

ડચ : (હસીને) આકાશમાંથી, ઊંઘમાં.

કાર્સ્ટન : મશ્કરીનું પેટ મોટું; તેમાં સત્ય પણ સંતાઈ શકે.

સ્વીડ : તે તું શોધ્યા કરજે.

ડચ : મને તો ખસી ગયું લાગે છે.

કાર્સ્ટન : હું નથી માનતો.

સ્વીડ : તો તારું યે ખસી ગયું હશે.

ડચ : જે હશે તે જણાશે.

કાર્સ્ટન : હા, મૂકો ખ્યાલ.

(હાવેન અને ક્રૅમર દાખલ થાય છે, બંને ગંભીર દેખાય છે.)

હાવેન : ગૃહસ્થો ! ડૉકટર ક્રૅમર આપણી સાથે આવી શકે તેમ નથી; મને તેની પૂરી ખાત્રી થઈ છે. આપણે સૌએ પોતપોતાના કાર્યક્રમ પ્રમાણે આજે મુસાફરી આરંભવી. બસ ગૃહસ્થો, આપ પોતપોતાના કામે લાગી શકો છો.

[ પડદો ]

## દૃશ્ય ૪થું

સ્થળ: વહાણની કેબિન

સમય : બે વર્ષ પછી

પાત્રો : હાવેન તથા કાર્સ્ટન

( કાર્સ્ટન મજૂરો પાસે સામાન ગોઠવાવતો અને પૈસા ચુકવતો ઊભો છે. વહાણનો ઘંટ વાગે છે. પછી એક સ્ટ્રેચરમાં બીમાર હાવેનને કેબિનમાં લાવવામાં આવે છે. હાવેન પથારીમાં ગોઠવાય છે. ઘંટ ફરી વાગે છે, વહાણ ઊપડે છે. )

હાવેન : કાર્સ્ટન ! વહાણ ઊપડયું ? ઊપડયું લાગે છે. લગાર પૉર્ટહોલ ખોલીશ ? થૅંકયું, થૅંકયું ! હા........શ, કાર્સ્ટન !

આખરે મિસર છોડયું આપણે ! પણ મારે હૈયે, કપાતે હૈયે! હસમુખો, આનંદી, બોલકણો બીચારો ક્રેમર ! ને પેલા સ્વીડ ને ડચ પ્રોફેસરો ! કાળીઆ આઝાર ! તને કોઈ બીજું ન મળ્યું કે તેં એ બાપડાઓને માર્યા ! બીચારો ક્રેમર ! કેવી ભલી, કેવી માયાળુ, કેવી પ્રેમાળ તેની ક્લીઓપેટ્રા ! કાર્સ્ટન ! એણે તો બીચારીએ ખરે એના ઍન્ટનીને ગુમાવ્યો ! બીચારો ક્રેમર ! કાર્સ્ટન ! આ તે સમુદ્રનાં મોજાં વહાણને અથડાય છે કે ક્રેમરના મુક્ત હાસ્યનાં મોજાં ! કાર્સ્ટન ! ભાઈ, આ પૉર્ટહોલ બંધ કર; મારાથી પવન નથી ખમાતો.

( આંખો મીંચી દે છે. કાર્સ્ટન પૉર્ટહોલ બંધ કરે છે.)

કાર્સ્ટન : હાવેન ! બંને પ્રોફેસરોની ચીજો અને ડાયરીઓ વગેરે તમામ મેં સાથે લીધું છે. તમારી સૂચના મુજબ ડેન્માર્ક પાછું નથી મોકલ્યું.

હાવેન : હેં ! કેમ વારુ ?

કાર્સ્ટન : એ જ એમના જાણે પ્રતિનિધિઓ ન હોય એમ એમને જોઈને એમની સાથે મૂક વાર્તાલાપો કરીશું.

હાવેન : બીચારા ક્રેમરનું કંઈ રાખ્યું ?

કાર્સ્ટન : ના, ક્લીઓપેટ્રાએ ન આપ્યું. તે એટલું છાતીફાટ રડી છે ! પેલા બેની પત્નીઓને મેં ખબર આપી છે.

કાર્સ્ટન : મારી પત્નીને પણ તું ખબર આપીશને ? અને કાર્સ્ટન ! મારાં નાનકડાં કાર્લ ને આના !

કાર્સ્ટન : એવું શું બોલો છો, મુરબ્બી ! તમને કાંઈ જ થવાનું નથી.

હાવેન : (હસીને) ગાંડા રે ગાંડા ! આ જીવલેણ કાળીઓ તાવ મને નથી મૂકવાનો. મને એ છેતરી શકે તેમ નથી. કાર્સ્ટન ! તું બાકીની મુસાફરી એકલો પણ પૂરી કરજે; અને ભાઈ ! ઉપાડેલું પ્રાણાંતે પણ મૂકતો નહિ. ફ્રેડરિકને મારું વચન છે; અને મારું વચન તે તારું પણ વચન. કાર્સ્ટન ! લગાર પૉર્ટહોલ ખોલી નાખ, ભાઈ ! હું તો તાપે બળી રહ્યો છું. આ કમબખ્ત કાળો આઝાર તો મને પૂરો કરશે ત્યારે જંપશે. અરેરે, મારી કૅથરીન ને મારાં નાનકડાં કાર્લ ને આના ! (હસીને) હાવેન, કંઈ નહિ; તેં હીરોગ્લીફિક્સ ને મેમ્ફિસ તથા થીબિસના કોયડા ઉકેલ્યા છે. સુખેથી મર. કાળીઆ આઝાર ! સુખેથી મને સંહાર.

કાર્સ્ટન : (પૉર્ટહોલ ખોલતો) હાવેન ! તમે લગાર શાંતિથી સૂઈ રહો.

હાવેન : વારુ, પણ તે પહેલાં આટલું સાંભળ. મારી નોંધપોથીઓ, ટિપ્પણો એ બધું જીવસાટે સાચવજે. અને ભાઈ ! તારી તબિયત પણ ખૂબ સંભાળજે. તારે માથે હવે બધો ભાર છે.

કાર્સ્ટન : એવું ના બોલશો, મુરબ્બી ! તમને કશું જ નથી થવાનું.

હાવેન : કાર્સ્ટન ! હું તારા હાથમાં નથી. કાળા આઝાર-ના હાથમાં છું, ભાઈ ! એ તારું માને તેવો નથી ને તેને કંઈ મારી પત્ની કે મારાં નાનકડાં કાર્લ ને આનાની પણ દયા આવવાની નથી. કાર્સ્ટન ! તું હિંદથી પાછો ફરે ત્યારે મારાં કાર્લ ને આના સારુ જરૂર રમકડાં લઈ જજે. (હસીને)

કાર્લ કહેઃ 'ડેડી, મારે માટે સિંહ ને વાઘ ને હાથી લાવજો' ને આના કહેઃ 'ડેડી, મારે માટે પરીઓ ને પરીઓનો મહેલ લેતા આવજો.' કાર્સ્ટન, ભાઈ! એટલું ભૂલીશ નહિ. અરે, પણ કાર્લ ને આના તો ત્યારે મોટાં યે થઈ ગયાં હશે! મારા મનમાં કે હું એકાદ વરસમાં પાછો ફરીશ! (હાવેનની આંખો આંસુથી ઉભરાય છે) કાર્સ્ટન! લગાર પૉર્ટહોલ બંધ કરને ભાઈ! મને ટાઢ ચઢી ગઈ છે.

કાર્સ્ટર્ન : (પૉર્ટહોલ બંધ કરતો) મુરબ્બી! આપ સુખેથી સૂઈ જાઓ. આપને કશું જ થવાનું નથી.

હાવેન : એ તો તું કહે છે, કાળીઓ આઝાર નહિ. કાર્સ્ટન! મિસરમાં સેંકડો મુડદાં જોયા પછી મૃત્યુની સાથે તો મને મહોબત થઈ છે. ખરે, મૃત્યુની મને બીક નથી; પણ કાર્સ્ટન! મારી પત્ની ને મારાં નાનકડાં કાર્લ ને આના મને ખૂબ સંભારશે ને રડશે તેની બીક છે.

કાર્સ્ટન : હાવેન! તમે હવે શાંતિથી સૂઇ રહો.

હાવેન : હા, પણ લગાર પૉર્ટહોલ ખોલી નાખ. હું તો પરસેવે રેબઝેબ થયો છું અને સૂઈ જાઉં તે પહેલાં એક કાગળ લખાવું તે લખ.

કાર્સ્ટન : (પૉર્ટહોલ ખોલતો) જરૂર, ફરમાવો.

હાવેન : મારી પ્રિય કૅથરીન તથા મારાં વહાલાં કાર્લ અને આના! મારી તબિયત સારી છે. અને કાર્લ ને આના! તમારાં રમકડાં મેં લીધાં છે. કાર્લ! તારો સિંહ તો ભાઈ બહુ બિહામણો ને જબરો! એની ગરદને તો વાળના જાણે ઢગલે ઢગલા છે. આના! તારી પરીઓ તો દોસ્ત,

એવી સરસ છે કે હું તેમની સાથે રોજ વાતો કરું છું અને તેઓ મને રોજ પૂછે છે કે આના ક્યાં છે? તમે બે મને રોજ ખૂબ ખૂબ ખૂબ સંભારજો ને હવે..................

( હાવેનથી બોલી શકાતું નથી. તેનું ગળું ભરાઈ જાય છે અને આંખો આંસુથી ઉભરાય છે. )

કાર્સ્ટન ! મારી સહી કરાવ. ( કાર્સ્ટન કાગળ આપે છે જે ઉપર હાવેન ધ્રૂજતે હાથે સહી કરે છે. )

કાર્સ્ટન : પ્રોફેસર ! આપ હવે સૂઈ જાઓ.

હાવેન : કાર્સ્ટન ! મારાં કાર્લ ને આના મને છોડતાં નથી.

કાર્સ્ટન : હાવેન ! ગભરાશો નહિ, હું છું. શાંતિ રાખો, મુરબ્બી !

હાવેન : કાર્સ્ટન ! આવજે ભાઈ ! ને (ઘણું ધીમેથી) કાલથી તું કદાચ એકલો હશે. મારું શબ તારા હાથે જ સમુદ્રને સ્વાધીન કરજે. ને ભાઈ ! મારાં કાર્લ ને આનાને ભૂલીશ નહિ. આવજે. હવે સૂઈ જા.)

( કાર્સ્ટનની આંખોમાં અશ્રુ ઉભરાય છે. )

( સ્ટેજ પર એક મિનિટ અંધારું થઈ જાય છે. પછી પ્રકાશ પડે છે. પ્રકાશમાં કાર્સ્ટન પથારીમાંથી આળસ મરડી ઊભો થતો લાગે છે. )

કાર્સ્ટન : ગુડ મૉર્નિંગ, પ્રોફેસર !

( જવાબ મળતો નથી. કાર્સ્ટન પાસે જાય છે. ચાદર ઉઘાડે છે. નાડી પકડે છે. અડધી મિનિટ પછી ઘૂંટણીએ પડી ક્રૉસ કરે છે. )

( પડદો ધીમે ધીમે પડે છે. )

## દૃશ્ય ૫મું

સ્થળ : મુંબાઈમાં ઈસ્ટ ઇન્ડીઆ કંપનીની ઑફિસમાં
સમય : છ માસ પછી.
પાત્રો : કંપનીનો એક અંગ્રેજ કારકુન અને કાર્સ્ટન.

કારકુન : આ તો વેપારીઓનું રાજ છે. એક બાજુ વેપારે થાય ને બીજી બાજુ અમલદારી યે થાય. શું સમજ્યા સાહેબ!

કાર્સ્ટન : એટલું સમજ્યો કે વેપારી તરીકે ચૂસવાનું ને અમલદાર તરીકે લૂંટવાનું.

કારકુન : તદ્દન તો સાચું નહિ, પણ કંઈક એવું ખરું. જો કે હવે તો ગવર્નરની કાઉન્સિલમાં વેપારીઓની જગ્યાએ લશ્કરી અમલદારો સભ્યો તરીકે આવશે એવી ખબર આવી છે. વળી ખુદ ગવર્નર જ લશ્કરી અમલદાર હશે.

કાર્સ્ટન : કંપનીના નોકરોને પગાર કેવો મળે છે?

કારકુન : પેટ પૂરતો તો નહિ જ.

કાર્સ્ટન : પણ રહે છે તો દોરદમામથી, રાજઠાઠથી.

કારકુન : કેમ વારુ ન રહીએ? અમે કંપનીના નોકર તેથી કંઈ વેપારી મટી જઈએ છીએ? અંગ્રેજ બચ્ચો જન્મથી જ વેપારી. શું સમજ્યા, સાહેબ!

કાર્સ્ટન : પણ નોકરું અને વેપાર સાથે તો નથી કરતાને?

કારકુન : કેમ વારુ નહિ? એ જ ખૂબી છે. અહીં તો વેપાર કરાય માટે જ નોકરી કરાય છે. શું સમજ્યા, સાહેબ! દેશમાં બૈરાં-છોકરાં છે હોં કે? અને ન હોય તો યે વાંઢા જન્મ્યા તે કંઈ વાંઢા મરવા માટે નહિ. શું સમજ્યા, સાહેબ!

કાર્સ્ટન : આ તો એક નહિ, પણ અગીઆર પરણેતરને પોસી શકો તેવા રસ્તા શોધ્યા છે! પણ શેનો વેપાર અને ક્યાં, કોની સાથે કરો છો તે તો કહો.

કારકુન : શું મારા સાહેબ! કેપ ઑફ ગુડહોપથી તે છેક ચીન સુધી. અમારા વગર ચીનાઓને અફીણ ન મળત ને અફીણ વગર તેઓ બીચારા પગ ઘસતા મરી જાત. શું સમજ્યા, સાહેબ!

કાર્સ્ટન : વાહ, વાહ! ચીનાઓને જીવાડયા અને તમે પણ જીવ્યા!

કારકુન : અને જીવીશું. શું સમજ્યા? ચીનાઓના અમને આશીર્વાદ છે.

કાર્સ્ટન : તમારા ગજવામાં તો ભાઈ કાવડિયાં કૂદંકૂદા કરતાં હશે? કેટલાંક બનાવ્યાં?

કારકુન : એ તો ઠીક છે, મારા સાહેબ! પણ એક વહાણનો દરજી ૧૭૬૦માં આવ્યો ને પાંચ વરસે પાછો ફર્યો ત્યારે, શું ધારો છો? સોના-ચાંદીના દાગીના તથા વાસણો ને પાંચ લાખ રોકડા હતા! અને એ તો દરજી હતો. લખનૌના નવાબના અંગ્રેજ ઘાંયજાએ નવાબની હજામતમાંથી પાંચ લાખ કર્યા છે. શું સમજ્યા, સાહેબ! અને કલકત્તાની અમારી ઑફિસના કારકુનો તો નાચપાર્ટીઓ આપે છે. શું સમજ્યા, સાહેબ! 'નાચ' શું એ ખબર છે? ડઝન દેશી સ્ત્રીઓ કાને, નાકે, હાથે તથા ગળે સોને ને હીરે શોભતી નાચે. અને સાંભળો: દરેક મહેમાન દીઠ એવી એક એક નાચણ આવે. શું સમજ્યા, સાહેબ!

કાર્સ્ટન : સમજ્યા, ભાઈલા! સમજ્યા. પણ તમારા ખરચા કેટલા છે તે તો જણાવો.

કારકુન : મારો પગાર દોઢસો છે, ખરચ સાડા છસો છે. શું સમજ્યા, સાહેબ! અને હું તો કંજૂસિયો છું. કંઈ બહુ ખરચો નથી કરતો. શું સમજ્યા, સાહેબ!

કાર્સ્ટન : સમજવું કઠણ છે. બાકીના પાંચસો ક્યાંથી લાવો છો તે જણાવ્યા પહેલાં સાડા છસો ક્યાં બાળો છો તે લગાર જણાવો.

કારકુન : સદ્‌ગૃહસ્થને કશું સંતાડવાનું હોય નહિ. સાંભળોઃ નોકરોના પગારમાં દોઢસો, ઘરભાડાના દોઢસો, અને બાકીના સાડા ત્રણસો ખાવું પીવું પરચુરણ. શું સમજ્યા, સાહેબ!

કાર્સ્ટન : કશું જ નહિ. વિગતો ઝાંસો; તે વગર શું સમજ્યા, શું સમજ્યા, ન પૂછો.

કારકુન : સાંભળોઃ વીસ મહેતાને, દસ ઘર ચલાવનારને, ચાર બજારના નોકરને, આઠ બે પીરસનારાઓને, આઠ રસોઈઆને, બે તેને મદદ કરનાર છોકરાને, આઠ ચિઠ્ઠીચપાટી લાવનાર લઈ જનાર બે નોકરોને, ચાર બારણે ઊભા રહેનાર નોકરને, બત્રીસ પાલખી ઉપાડનાર આઠ નોકરોને, ચાર હુક્કો તૈયાર કરનારને, ચાર ઝાડુ કહાડનારીને, છ ઘોડાવાળાને, ચાર ઘાસ કાપનારને............

કાર્સ્ટન : નથી સાંભળવું; બહુ થયું. કંપનીના હજાર માણસો ઉપર આખી હિંદુસ્તાનની વસ્તી પણ ખડે પગે ઊભી રહે તો ઓછી પડે! તમારા હાથ પગ હલાવનાર ન

ગણાવ્યા તે રહી ગયું! તમારી જરૂરિયાતો જાણ્યા પછી હવે તમારા ઉપરીની, તેના ઉપરીની અને ખુદ ગવર્નરની જરૂરિયાતો જાણવાની બાકી રહેતી નથી.

કારકુન : પણ સાહેબ! મેં તો કહ્યું ને, કે હું તો કંજૂસિયો ટળ્યો છું, એટલે વળી મને બીજા શોખ નથી; મારા જોડીદારોને બીજા ખરચા છે.

કાર્સ્ટન : એમ! બોલો; રહી ના જાય.

કારકુન : રખાત; એટલે કે પરણેતર નહિ, પણ પરણેતરથીયે વધારે. પરણેતર એટલી મોંઘી નહિ. એનો દરમાયો, વત્તા ત્રણ દાસીઓનાં ખરચ, વત્તા પાનપટ્ટી, વત્તા કપડાંલત્તાં તથા જોડાજૂડી, વત્તા ઘરેણાં! ખાસ્સા સો જુદા. શું સમજ્યા, સાહેબ!

કાર્સ્ટન : કશું જ નહિ.

કારકુન : ધીમેધીમે સમજશો; અહીં થોડો વખત રહ્યા પછી.

કાર્સ્ટન : વહેલા મરવાના બધા જ ઇલાજો જાણ્યા.

કારકુન : ના, મારા સાહેબ! આ ગરમ મુલકમાં ખૂબ દારૂ અને તે પણ ભારે જેવો ફિરંગી દારૂ, અને ખૂબ માંસ, એ રહી ગયાં.

કાર્સ્ટન : તમે કેટલું જીવવાનો 'પ્લાન' ઘડ્યો છે?

કારકુન : સાહેબ! આપણે તો રહ્યા સીધા. આપણું લીવર તથા બીજું બધું સાજુંસમું, એટલે આપણે તો કમનસીબે લાંબું જીવવાનું લાગે છે.

કાર્સ્ટન : એ માટે દિલગીર છું. ચાલો, હવે કહો કે લોકો કેવા છે.

કારકુન : ઘણા સારા; ભલા ભોળા. ધરમી ઘણા, પણ ટંટાફિસાદ લગારે નહિ. પોતપોતાને રસ્તે. મુસલમાન મુસલમાનનું સરઘસ કહાડે, હિંદુ હિંદુનું. ને વાજાંઓ વાગે. પણ સાહેબ, આપણા મુલક જેવા ધર્મના ઝગડા અહીં ન મળે. હિંદુના તહેવારમાં મુસલમાન પણ ભળે, પારસી પણ ભળે, ખ્રિસ્તી પણ ભળે અને હિંદુ એમનામાં ભળે.

કાર્સ્ટન : આ હિંદુ, તે પેલા મૂર્તિઓ પૂજે છે તે ને?

કારકુન : એ તો સાહેબ, આપણે કંઈ ન જાણીએ. ગમે તે પૂજતા હોય, પણ લોકો મિજાજના બહુ સારા. મહેનતુ, નમ્ર અને સદ્ગુણી; બીજું શું જોઈએ? મરતાને મેર ન કહે ને પડતાને પાટુ ન મારે. કોઈનું બૂરું ન કરે. જો કે હિંદુ હિંદુ સિવાય કોઈનું ખાયપીએ નહિ; એટલું જ નહિ, પણ એમાં યે પાછી નાતજાતો ને એમાં યે પાછા વાડા! પણ સાહેબ! આપણે કાંઈ સમજીએ નહિ; એટલું જ સમજીએ કે લોક ભલો, ભોળો, સાદો, સીધો. અમને અંગ્રેજોને તો એ લોક ઘણો ગમે છે. શું સમજ્યા, સાહેબ!

કાર્સ્ટન : ચીનાઓ માફક અફીણ નથી પીતા તો યે?

કારકુન : હા, એ લગાર અફસોસની વાત છે; તો યે ખુદા એમનું ભલું કરે. શું સમજ્યા, સાહેબ!

કાર્સ્ટન : પણ એ નાતજાત શું છે?

કારકુન : કહ્યું તો ખરું કે એ કંઈ આપણે ન સમજીએ. હિંદુઓ ખુદ પણ કદાચ નહિ સમજતા હોય. કંઈ ચાર જાત છે. પહેલો બામણ આવે, બીજો ક્ષત્રી, એવું તેવું કંઈ છે. જે આ દેશમાં ચઢેઘોડે આવીને જીત્યો તે ઊંચો, એમ કંઈ હશે.

કાર્સ્ટન : પણ તમે તો રાજકર્તા છો, તો કહોને કે અમે પણ બ્રાહ્મણ ક્ષત્રી.

કારકુન : હા, એ ખરું; પણ હવે એમણે મેમ્બરશિપ બંધ કરી લાગે છે! હવે તો બામણને ઘેર જન્મ્યો તે બામણ, ક્ષત્રીને ઘેર પાક્યો તે ક્ષત્રી.

કાર્સ્ટન : તમે વાંધો ઉઠાવોને; તમે તો રાજકર્તા છો.

કારકુન : ના રે, સાહેબ! એવો ક્યાં વખત છે? અમે અમારે છો રહ્યા વેપારી. બામણ ક્ષત્રી થઈને પણ વેપલા જ કરવાના છે ને? પણ કહો તો ખરા કે આ દેશ અને આ લોક તમને કેવા લાગ્યા?

કાર્સ્ટન : એક તો એ કે આ દેશને કોઈ જીતી શકશે નહિ. બીજું એ કે આ દેશની સંસ્કૃતિમાંથી આખી દુનિયાને યુગેયુગે પ્રેરણા મળ્યા કરશે.

કારકુન : તમે તો સાહેબ! આવી ભારે વાતો કરો તેમાં મારા જેવાને કશી ગમ ન પડે. હું તો એટલું માનું કે આ દેશમાંથી પૈસો ઘણો બનાવી શકાય. શું સમજ્યા, સાહેબ!

કાર્સ્ટન : હા, પણ શું વ્યક્તિ કે શું પ્રજા, એકલા પૈસાથી જીવી નથી શકતી. રોટલો તો માણસ તથા પશુ બંનેને જાડોપાતળો મળી રહે છે.

કારકુન : ઠીક સાહેબ, ઠીક! પણ કપડાંનું શું?

કાર્સ્ટન : હા, મનુષ્ય કપડાં પહેરે છે; પણ તેથીજ કંઈ તે જીવતો નથી.

કારકુન : શું બોલ્યા? મહેરબાન! ઇસ્ટ ઇંડિયા કંપની કપડાંથી જીવે છે.

કાસ્ટર્ન : કબૂલ; ઇસ્ટ ઈંડિયા કંપની એક નહિ પણ ઘણી ચીજોથી હસ્તી ધરાવે છે; સિવાય કે સંસ્કૃતિ.

કારકુન : તમે તમારે ભરડે રાખો. તમારા વિચારોથી મને કે કંપનીને કશો વાંધો આવવાનો નથી. કંપનીના નફાનું આ પત્રક જોયું?

કાર્સ્ટન : તમારી કંપની કાયદાના ઑાથે જે લૂંટ ચલાવે છે તે બ્રિટિશ પ્રજા સિવાયની તમામ યુરોપી પ્રજા જાણે છે.

કારકુન : ઠીક, મહેરબાન! લૂંટ કહો તો લૂંટ. પણ તમને બધાને લૂંટમાંથી હિસ્સો નથી મળતો એટલે તમે ઉપદેશકો થઈ પડ્યા છો. સાહેબ! અમે અંગ્રેજો તો એટલું જાણીએ કે માણસની બધી જ દોડધામ પાછળ દોઢિયાં કમાવાનો હેતુ હોય છે.

કાર્સ્ટન : હા, તમારો બધો જ પુરુષાર્થ અર્થપ્રાપ્તિમાં સમાયો છે. પણ તમે જે દેશમાં છો તે દેશની માન્યતા એવી છે કે પુરુષાર્થ ત્રણ છે અને તેમાં મુખ્ય પુરુષાર્થ ધર્મ છે; પછી કામ અને અર્થ, પહેલાં નહિ.

કારકુન : વારુ, પૈસા સિવાયના બીજા પુરુષાર્થ અમે માનતા નથી, છતાં જાણવા માગીએ છીએ; સમજાવો, ધર્મ શું?

કાર્સ્ટન : ધર્મ એટલે પોતાને માટે બધા છે તેમ નહિ, પણ બધાને માટે પોતે છે તેવી સામાજિક ભાવના.

કારકુન : ઇસ્ટ ઇંડિયા કંપની પોતાને માટે જ નથી; હિંદુસ્તાનના ભલા માટે પણ છે.

કાર્સ્ટન : જ્યાં લગી એ ભાવના મારીમચડીને મનમાં

ઠસાવશો ત્યાં લગી ધર્મને નામે તમે ઘણું કરી શકશો. હિંદુસ્તાન બસો વર્ષ પછી કંઈક જુદું કહેશે; જોકે તમે ને હું સાંભળનારા નહિ હોઈએ.

કારકુન : ઠીક, સાહેબ! ઠીક; ચલાવે રાખો તમે.

કાર્સ્ટન : મેં કહી તે ધર્મની ભાવના હિંદમાં ઘણી ઊંડી છે. તે ભાવના સિદ્ધ કરવી તે મુખ્ય પુરુષાર્થ ગણાય છે. જીસસે પણ આ ભાવના ફેલાવવા પ્રયત્ન કરેલો, પણ તે ભાવના સામાજિક બંધારણનું અંગ ન બની; ફક્ત ભાવના તરીકે મઠોમાં ને દેવળોમાં પડી રહી; તેથી દેવળના ને સમાજના ધર્મો જુદા પડ્યા. બીજી રીતે મૂકીએ તો ધર્મ દેવળની બહાર જ ન નીકળ્યો!

કારકુન : અરે સાહેબ! એ તો ઘેરઘેર માટીના ચૂલા! અહીં શું છે? એનું એ.

કાર્સ્ટન : ફેર છે. પૈસા મેળવવાની પ્રવૃત્તિ બીજા પુરુષાર્થોને સિદ્ધ કરવા ખાતર અહીં છે, પૈસા ખાતર જ નથી. જો કે આ પુરાણી અને સંસ્કારી પ્રજા પણ તમારી અસર હેઠળ તમારે વાદે ચઢશે અને એને પણ ઝાંઝવામાં જળ જણાશે.

કારકુન : ચલાવો, ઝુકાવો, દીધે રાખો. પૈસો મેળવવો ન હોત તો હું આટલે દૂર જખ મારવાને આવત?

કાર્સ્ટન : તમારે માટે બરાબર છે, પણ હિંદુઓ તેટલા માટે તો પરદેશગમન તરફ નિરુત્સાહ છે. પૈસાની તેમને પડી નથી ને ધર્મનું પોટલું પારકા ઉપર ઠાંસીને ચઢાવવામાં તે માનતા નથી. વેલજીભાઈને 'વિલિયમ'

કરવામાં આપણે ધર્મબદલી માનીએ છીએ. તે લોકો તેમાં ફક્ત નામબદલી જુએ છે.

કારકુન : હા, પણ વેલજીભાઈ જ્યારે વિલિયમ થાય ત્યારે એમના મટી આપણા થાય અને ‘સાહેબ’ થવાથી એમની છાતી ગજ ફૂલે તે ભૂલશો નહિ.

કાર્સ્ટન : તે જ મારું કહેવું છે. ધર્મને બહાને તમારું હિત સચવાય છે.

કારકુન : અમે કશું પણ ધર્મના સહકાર વગર કરતા નથી.

કાર્સ્ટન : કબૂલ; હવે બીજો પુરુષાર્થ લઈએ.

કારકુન : લ્યો, પણ અમે તો અર્થને જ માનીએ છીએ તે ભૂલશો નહિ. ચલાવો.

કાર્સ્ટન : કામ એટલે મન તથા શરીરને કાબૂમાં રાખીને ભોગવાતા ભોગ. ધર્મથી વિરુદ્ધ નહિ, પણ ધર્મની સાથે રહી.

કારકુન : પણ તમે ‘ધર્મ ધર્મ’ કૂટો છો તે તો અંતઃકરણ જ ને?

કાર્સ્ટન : ના, ધર્મ એટલે શું એ તો હું કહી ગયો. ધર્મ એટલે બધા આપણી ખાતર નહિ, પણ આપણે બધા ખાતર. અંતઃકરણમાં તો ધર્મ પણ હોય ને અધર્મ પણ હોય. અંતઃકરણમાં તો સારું ખોટું બધું પડયું છે. જોજો એવી ભૂલ કરતા! હિંદુઓ અંતઃકરણનો વિશ્વાસ બહુ નથી કરતા, પણ સાધુપુરુષોના શબ્દનો વધારે કરે છે. મને લાગે છે કે તેઓ વધારે ડાહ્યા અને સમજુ છે.

કારકુન : ઠીક, સાહેબ! ઠીક; અમે તો કાપડ,

હાથીદાંત, લોખંડ, પોલાદ, તાંબું, કલાઈ એ બધાના વેપાર-માં સમજીએ.

કાર્સ્ટન : પણ એલિફંટા કે ઇલોરાની ગુફાઓની આકૃતિઓમાં તથા તેના સંકેતમાં, ઉપનિષદોનાં સત્યોમાં કે કાલિદાસનાં કાવ્યોમાં ન સમજો ! પૈસા વડે તમે પૈસો જ મેળવવાનું શીખ્યા છો અને શિખવાડશો.

કારકુન : ઇસ્ટ ઇંડિયા કંપની પૈસો કમાવા ઊભી થઈ છે, સંસ્કૃતિ કમાવા નહિ.

કાર્સ્ટન : સાચી વાત છે. લ્યો રજા લઉં. (એટલું કહી ઊઠવા માંડે છે.)

કારકુન : અને તમે પણ પૈસા કમાયા વગર જશો તો જીવન એળે ગયું જાણજો. અરે બેસો, બેસો, જાઓ છો ક્યાં ? હમણાં ચહા આવશે. ( બૂમ પાડે છે. ) છોકરા ! ( છોકરો દાખલ થાય છે. ) ચહા ઍાર ટોસ્ટ લે આવ. ( છોકરો સલામ ભરીને જાય છે. ) હં, મેં શું કહ્યું ? એ કે તમે પણ પૈસા કમાયા વગર જો જશો તો જીવન એળે ગયું જાણજો.

કાર્સ્ટન : ઠીક, ભાઈ ! તમે જ સફળ કરજો. લ્યો આ બેઠો.

કારકુન : કેમ, સુરત કેવું લાગ્યું ?

કાર્સ્ટન : સારું, મોજીલું.

કારકુન : કેમ ન હોય ! મોગલોનું મુખ્ય બંદર. ઘણું તવંગર છે હોં ! અંગ્રેજ અને વલંદા વેપારીઓનું ધન ગણ્યું ગણાય તેમ નથી. ઉપરાંત દેશી વેપારીઓને ઘેર પણ નોબતો વાગે છે, બોલો !

કાર્સ્ટર્ન : પૈસો એ તમારો વિષય છે, માટે તમે બોલે રાખો; હું સાંભળે રાખીશ.

કારકુન : તો સુખી થશો. સાંભળો ત્યારે : સુરતનાં દેશીઓનાં વહાણ સાતે સમુદ્રમાં ફરે છે. વહાણોનું લાકડું, બનાવટ અને આકાર આપણાંને મારે ! એક વહાણ સો વરસ કહાડે ! શું સમજ્યા, સાહેબ !

કાર્સ્ટર્ન : પણ તાપી નદીનો પ્રવાહ સરકાર કેમ રીતસર બાંધતી નથી ? પુસ્તો બાંધે તો સપાટી ઊંચે આવે ને નદીનો પટ સચવાય. વહાણવટું પણ વિકસે, નહેરો પણ નીકળે ને સુરતની આબાદી પણ વધે.

કારકુન : અરે, ત્યાં તો નવાબી છે ! દહાડા ને રાતનું જ્યાં ભાન નથી ત્યાં આવી ઇજનેરી વાતો શી ? નવાબ સાહેબ આખા સુરતની નાચનારીઓને ઓળખે, પણ તાપી નદી ક્યાં છે તે ન જાણે ! એમને એક ઇન્દ્રીનું જ જ્ઞાન !

કાર્સ્ટર્ન : હિંદના નવાબોની વાતો ઘણી સાંભળી છે.

કારકુન : સાંભળી જ હશે. લ્યો, આ ચહા આવી.

(છોકરો ચહા લાવે છે, કારકુન તે બનાવે છે)

કાર્સ્ટર્ન : કંપનીના નવાબો પણ કંઈ ઊતરે તેવા નથી ! બાકી જ્યાં રાજા એ જ રાજ્ય ત્યાં રાજાના અંધારે રાજ્યમાં અંધારું.

કારકુન : વાત સવાવીસ છે. અમે અંગ્રેજોએ આ રાજસત્તાના વિષયમાં દુનિયાને કંઈક શીખવ્યું છે. પ્રજા એ જ રાજ્ય; રાજા એ રાજ્યનું અંગ, એથી પ્રજાનું પણ અંગ. અંગ કોહી જાય તો કાપી નંખાય.

(ચહાનો પ્યાલો ધરે છે.)

કાર્સ્ટન : ( પ્યાલો લઈ ) તમે અંગ્રેજો વેપારથી નહિ જીવતા રહો; તમારા પ્રજાસત્તાવાદથી જીવતા રહેશો. તમે માનવતાને નવો મંત્ર આપ્યો, નવું જોમ આપ્યું, નવી ભાવના આપી અને એટલા માટે જ તમે અમર થશો; વેપારી કુનેહ કે સાહસ માટે નહિ.

( ચહાનો ઘૂંટડો પીએ છે. )

કારકુન : ( ઘૂંટડો પીતાં ) અને સાહેબ! અમીર ઉમરાવો કંઈ ઓછા ફાટયા'તા ? રાજા તો વળી ઈશ્વરી સત્તાના દાવા કરતા! અમે કહ્યું, એ બધી લાહ્યરી રહેવા દો. પ્રજા તે રાજ્ય છે અને તમે રાજ્યનું અંગ છો; રાજ્ય તમારું અંગ નથી. શું સમજ્યા, સાહેબ!

કાર્સ્ટન : હું કયાં રાજા છું તે ન સમજું ?

[ પડદો ]

## દૃશ્ય ૬ઠ્ઠું

સ્થળ : ડેનમાર્કના રાજા પમા ફ્રેડરિકના મહેલમાં તેની ઑફિસ.

સમય : વરસ પછી.

પાત્રો : રાજા તથા કાર્સ્ટન.

( રાજા બેઠા છે. થોડી વારે સેવક આવીને ઘોષ કરે છે કે 'પ્રોફેસર કાર્સ્ટન'. કાર્સ્ટન પ્રવેશે છે. રાજાને ઝૂકીને માન આપે છે. )

રાજા : આવો આવો, કાર્સ્ટન! ધન્ય છે તમને. જ્ઞાનની ખાતર, તમારા સ્વર્ગસ્થ પંડિત મિત્રોના આત્માની ખાતર, અને અમારી અભિલાષાની પરિતૃપ્તિ ખાતર, તમે અસંખ્ય સંકટો સહ્યાં અને અંતે આરંભેલું કાર્ય સફળતા-

થી પાર પાડયું તે બદલ, ફરીથી જણાવીએ છીએ કે ધન્ય છે તમને. જ્ઞાનનો ભેખ હજો તો આવો હજો. વારુ, કહો કે હિંદમાં બ્રિટિશ સત્તાનાં મૂળ કેવાંક છે.

કાર્સ્ટન : મહારાજ! ઊંડાં ઊતરતાં જાય છે. અર્થ-પ્રાપ્તિની વાસનાની સંતૃપ્તિ ખાતર અંગ્રેજો તેમના વ્યાપારનું સંરક્ષણ અને સંવર્ધન ઇચ્છે છે અને વ્યાપારના સંરક્ષણ અને સંવર્ધનની ખાતર રાજસત્તા હસ્તગત કરી રહ્યા છે.

રાજા : (હસીને) બ્રિટિશ ફિલસૂફી શાશ્વત આદર્શો ઉપર નથી રચાઈ, પરંતુ શાશ્વત હિતો ઉપર રચાઈ છે. (હસ્યા વગર) અમે જાણવા ઇચ્છીએ છીએ કે હિંદની પ્રજા આ પરપ્રજાને સંઘરે છે કયા કારણે?

કાર્સ્ટન : મહારાજ! હકીકત એમ સમજાય છે કે હિંદી પ્રજાએ પૂર્વે કદી નહિ માણેલી વાણી તથા વર્તનની સ્વતંત્રતા બ્રિટિશ હકુમત હેઠળ તેને પ્રાપ્ત થઈ છે. સ્વાતંત્ર્યની સ્વચ્છ હવા હિંદી સમાજનાં ફેફસાંમાં ફેલાવનાર અંગ્રેજોને તો હિંદીઓ ઊલટા ચાહે છે; જ્યારે ગુલામીમાં ગોંધનાર, મારપીટ, લૂંટ, બળાત્કાર આદિ અનેક જુલમોના ગુજારનાર એમના દેશના આતતાયીઓને તેઓ ધિક્કારે છે. એમાં આશ્ચર્ય કશું નથી.

રાજા : પરમેશ્વરનો કંઈક સંકેત જ. પાકેલું ફળ અનાયાસ મોંમાં પડે એનું નામ ભાગ્યની બલિહારી! એમનું બળવાન પ્રારબ્ધ જ એમને હિંદ ખેંચી ગયું.

કાર્સ્ટન : રાજેશ્વર! આપનું કહેવું સર્વથા યથાર્થ છે. સેવકનું તો એમ પણ નમ્ર માનવું છે કે પ્રારબ્ધની આ

ગહન ઘટનામાં હિંદનું પણ પરિણામે શ્રેય જ નિર્માણ હશે. જુલમગારો, સિતમગારો, દુરાચારીઓ અને નરાધમોથી એ સીધી, સાદી, સરળ અને સંસ્કારી પ્રજા 'ત્રાહિ ત્રાહિ' પુકારી રહી હતી.

રાજા : (હસીને) પરમાત્માએ એ પુકાર સાંભળ્યો અને અંગ્રેજને મોકલી આપ્યો !

કાર્સ્ટન : મહારાજ ! બેઅદબી માફ કરશો, પરંતુ વિચાર કરતાં મને અલ્પજ્ઞને તો એમ જ સમજાય છે.

રાજા : પણ પેલા, શું કહ્યા તમે ? તે તો અંગ્રેજોને કંઈ ફાવવા દે તેમ લાગતું નથી !

કાર્સ્ટન : રાજેશ્વર ! મરાઠાઓની સત્તા છે તે કબૂલ કરું છું, પરંતુ એ સત્તા માત્ર ભાલાં, તીરકામઠાં અને તલવારથી જ છે અને તેથી તકલાદી છે. સાચી સત્તા પ્રજાના દિલના પ્રેમમાં છે, ભયમાં નથી. અંગ્રેજો આ સૂત્ર સમજે છે, હિંદના દેશી રાજાઓ સમજતા નથી. વળી અંગ્રેજી તોપો, બંદૂકો, લશ્કરી તાલીમ અને શિસ્ત ઊંચા પ્રકારનાં છે તે વધારામાં.

રાજા : તમારા પૃથક્કરણથી સમજાય છે કે અંગ્રેજોના હાથમાં જ છેવટે હિંદની સત્તા આવશે અને હિંદી પ્રજા અંગ્રેજી છત્ર નીચે સુખી થશે.

કાર્સ્ટન : મહારાજ ! મારું એમ માનવું છે કે અંગ્રેજોને છેવટે સત્તા મળશે, કેમકે બીજાઓ સત્તા સાચવી શકવાની શક્તિ ધરાવતા નથી. એ બધા એમ માને છે કે સત્તા સમશેરથી જ છે, જ્યારે અંગ્રેજ એમ માને છે કે સત્તા

ભલે સમશેરથી સાંપડે, પરંતુ તેને ટકાવનાર તો પ્રજાનો પ્રેમ જ છે. સમ્રાટ્ અકબર પછી આ સૂત્ર જો કોઈ સમજ્યા હોય તો તે ફક્ત અંગ્રેજો જ.

રાજા : (હસીને) પરંતુ અંગ્રેજોના વ્યાપારને હિંદીઓ પોતાના પ્રેમનો સાથ ક્યાં સુધી આપશે ?

કાર્સ્ટન : મહારાજ ! હિંદી પ્રજાને એકાદ સૈકો તો ભૂતકાળના જખમો રૂઝાતાં થશે; ત્યાર બાદ અડધોક સૈકો શક્તિ મેળવતાં થશે; અને એ સૈકા દોઢ સૈકા દરમ્યાન અંગ્રેજ સત્તા પગભર થશે.

રાજા : અને એ પગભર થશે એટલે સત્તાને વળગી રહેશે અને હિંદ ટટાર થશે એટલે પોતાના દેશની સત્તા સ્વહસ્તક કરવા મથશે. (હસીને) જોવા જેવી થશે !

કાર્સ્ટન : મહારાજનું નિરૂપણ યથાર્થ જ છે, પરંતુ અખંડ હિંદુસ્તાન તો વ્યક્તિસ્વાતંત્ર્ય અને પ્રજાસત્તાવાદના અનુપમ અંગ્રેજી આદર્શો ઉપર જ રચાશે.

રાજા : કાર્સ્ટન !

ન જાણે માનવી અલ્પ,<br>
સંકેતો ભાવિના ઝીણા.

આવજો !

[ પડદો ]

# બર્નીઅર

## દૃશ્ય પહેલું

સમય : સત્તરમા સૈકાની એક રાત

સ્થળ : આગ્રામાં મુઘલ સમ્રાટ શાહજહાંના મહેલની પછીત.

પાત્રો : એક પુરુષ અને એક સ્ત્રી.

[ અંધારી રાતે એક સ્ત્રી મહેલની પછીતે કોઈની રાહ જોતી ઊભી છે. અંધારામાં તેની મુખાકૃતિ દેખાતી નથી, પરંતુ મહેલની પાસે આવતાં બારીના ઝાંખા પ્રકાશમાં તે કંઈક દેખાય છે. તે યુવતી છે. એવામાં દૂરથી કોઈનો પડછાયો દેખાય છે. પડછાયો નજીક આવતાં સમજાય છે કે તે કોઈ પુરુષની આકૃતિ છે. પુરુષ છેક નજીક આવે છે. ]

**સ્ત્રી : કેમ આટલી વાર ?**

**પુરુષ : દરવાજા નજીક ઘોડા પલાણતાં કોઈ આવતું દીઠું એટલે સંતાવું પડ્યું. તું ક્યારની ઊભી છે ?**

**સ્ત્રી : ઘણી યે વાર થઈ. ચૂપકીથી મહેલમાંથી છટકી આવી છું.**

**પુરુષ : કોઈ જાણતુંકરતું તો નથીને ?**

**સ્ત્રી : ના રે, ના.**

**પુરુષ : બોલ, મહેલમાં શું ચાલે છે ? બાદશાહ કેમ છે ? ને પેલો ?**

**સ્ત્રી : એ તો પંડિતો સાથેની ચર્ચામાંથી ઊંચો જ આવતો નથી. બાદશાહ બહુ નહિ કાઢે. મને લાગે છે કે તારે ઉતાવળ કરવી જોઈએ.**

પુરુષ : ઠીક, પેલો ફ્રેંચ હકીમ કંઈ કામ લાગે તેમ છે?

સ્ત્રી : ના રે ના, એ તો એનો દોસ્ત છે.

પુરુષ : તેં દાણો ચાંપ્યો હતો?

સ્ત્રી : ના, એ રસ્તો નકામો છે.

પુરુષ : ઠીક, ડાહ્યલી ! કયો રસ્તો કામનો છે?

સ્ત્રી : સામી છાતીએ તલવારનો.

પુરુષ : અબ્બાનું શું?

સ્ત્રી : ઇસ્લામનું શું?

પુરુષ : ઇસ્લામની ખાતર બધું જ.

સ્ત્રી : ચાંપલી પણ હવે તો એનામાં ભળી છે. હમણાં એ પણ એની વાદે સંસ્કૃત ભણે છે. બંને જણાં કંઈ હિંદુ ધર્મની કિતાબોના તરજૂમા કરે છે. મારું ચાલે તો....(દાંત કચકચાવે છે.)

પુરુષ : મને ખબર છે. ગુસ્સો કરી તું છતી થાય ને મને છતો કરે! પછી બાજી નકામી જાય ને બાદશાહ મારો હોદ્દો ખૂંચવી મને તુરંગમાં ખોસે. તું બહુ તો મક્કે હજ કરવા જાય. પણ તેમાં ઇસ્લામનું શું વળે? મુરખી! (ધીમેથી એના લમણે મુક્કી મારે છે.)

સ્ત્રી : ના રે, હું તો કંઈ બતાવતી જ નથી. પણ હવે બહુ ઢીલ કરવામાં માલ નથી. ને બીમાર જહાંપનાહ હવે તખ્ત ઉપર હોય કે ન હોય તે સરખું છે; બધો વહીવટ દારાના હાથમાં છે. ઇસ્લામની ભરતી કે ઇસ્લામનો ઓટ એની જવાબદારી તારા ઉપર છે.

[એવામાં પુરુષની દૃષ્ટિ સામેના કોટના ખૂણામાં પડે છે. બે ઘડી તે તરફ જોઈ રહે છે. પછી સ્ત્રી તરફ જોઈ તે ઝડપથી બોલે છે.]

પુરુષ : આવજે ! જાસૂસો જાગે છે, એટલે તારે જલદી ઊંઘી જવું જોઈએ. (સ્ત્રીનો વાંસો થાબડી જતોજતો) પણ જાસૂસો બીચારા નથી જાણતા કે ઔરંગઝેબ તો હમેશાં જાગતો છે.

(બોલીને મોંએ બુરખો ઓઢી ચાલતો થાય છે. સ્ત્રી પણ બુરખો નાખી ચાલી જાય છે.)

[ પડદો ]

## દશ્ય બીજું

સમય : બીજા દિવસની સવાર.

સ્થળ : દારાનો મહેલ.

પાત્રો : દારા અને જહાનારા.

(દારા એક ઉપનિષદ્‌માં ગરકાવ થઈ વાંચતો જણાય છે. એટલામાં જહાનારા આવી ચઢે છે.)

જહાનારા : ભાઈ ! અબ્બાને ઘણો બુખાર છે. જો કે બર્નીઅર કહે છે કે ત્રણ રોજમાં ઠીક થઈ જશે. શું વાંચે છે ? (દારાની પાસે આવી વળીને પુસ્તક જુએ છે; પછી આસ્તેથી ઉચ્ચારે છે) ઇ-શા-વા-સ્યો-પ-નિ-ષ-ત્ ! કેવું છે ?

દારા : બેનમૂન, બેનમૂન ! એ સમજે અને વિચારે તેને બીજું સમજવાનું તથા વિચારવાનું રહેતું નથી.

જહાનારા : તું તો ઉપનિષદ્‌ના પેલા મહાવાક્ય જેવું બોલ્યો કે એકને જાણ્યાથી બધું જણાય છે.

દારા : શાબાશ, છોકરી ! શાબાશ. તને ઉપનિષદ્‌નાં મહાવાક્યો ઠીક યાદ રહ્યાં છે; પણ સંસ્કૃતમાં બોલ.

જહાનારા : एकेन विज्ञातेन सर्वं विज्ञातं भवति ।

દારા : વાહ જહાનારા ! પણ કહે તો ખરી કે તે આત્મા કેવી રીતે જાણવો ? તું એ આત્માને જાણે છે ?

જહાનારા : મારા જ્ઞાની ભાઈ ! તમારી પાસેથી સાંભળીને, મનન કરીને, ધ્યાન કરીને મેં મારા અંતરમાં અવાજ કર્યો કે 'હે જહાનારા !'....

દારા : (વચ્ચે બોલે છે) 'તે આત્મા તું છે.'

જહાનારા : હા, ઉદ્દાલકે જેમ પુત્ર શ્વેતકેતુને કહ્યું, તેમ દારાએ બહેન જહાનારાને કહ્યું. બ્રહ્મર્ષિ યાજ્ઞવલ્કયે જેમ પત્નીને કહ્યું, તેમ રાજર્ષિ દારાએ ભગિનીને કહ્યું.

દારા : જહાનારા ! નથી હું બ્રહ્મર્ષિ કે નથી રાજર્ષિ; મહાસમુદ્રનું માત્ર એક ક્ષણભંગુર મોજું છું. સામ્રાજ્યની સ્પૃહા નથી; સ્પૃહા માત્ર આત્મરાજ્યની છે.

જહાનારા : ભાઈ ! જનકવિદેહી સામ્રાજ્ય અને આત્મરાજ્ય બંનેના માલિક હતા.

દારા : ઘેલી ! એમને સામ્રાજ્ય સાંપડ્યા પછી આત્મરાજ્ય સાંપડ્યું. આત્મરાજ્ય સાંપડ્યા પછી સામ્રાજ્ય મેળવવાની ભાંજગડમાં એ પડ્યા નહોતા. આવી પડેલી ઉપાધિમાં ને આમંત્રેલી ઉપાધિમાં ફેર છે.

જહાનારા : દારા ! મુઘલ સામ્રાજ્યના વડા પુત્રને રાજતખ્ત તે આવી પડેલી ઉપાધિ છે, આમંત્રેલી નહિ.

દારા : ઉપાધિ આવી પડશે ત્યારે દારા તેને તરછોડશે નહિ; પણ નહિ હોય તેને પૂછતો નહિ જાય !

જહાનારા : ભાઈ ! અબ્બા તો ખર્યું પાન છે અને તેમાં યે વળી બીમાર છે. 'દારા દારા' કરતાં જીભ સુકાતી નથી.

કાલ તો વઝીરજીને કહેતા હતા કે મારા છતાં જ દારાને તખ્તનશીન કરો. ભાઈ! અબ્બાનો તારામાં કેટલો જીવ છે!

દારા : પણ મુરાદ, શુજા ને ઔરંગઝેબને દારા દુશ્મન લાગે છે! હું સૌથી મોટો જન્મ્યો તે મારો ગુનો! એક રાજ ને ચાર ઉમેદવાર!

જહાનારા : ના, એક શાહુકાર ને ત્રણ લુટારા.

દારા : જોકે ઔરંગઝેબ તો એમ કહે છે કે એનું દિલ ધર્મમાં છે; તખ્તની એને પડી નથી; છે ફક્ત મારા અધર્મ તરફ વિરોધ!

જહાનારા : એના પેટનું માપ નીકળે તેમ નથી. ધર્મની હિમાયતના ઑાથે તખ્તની તમન્ના છૂપી છે. તું તો ભલોભોળો છે. ઔરંગઝેબની ચાલાકીથી મુરાદ ને શુજા પણ તારો વિરોધ કરી બેઠા છે.

દારા : બુદ્ધિ તો જેમ વાળો તેમ વળે. ઔરંગઝેબને હું ધર્મદ્રોહી, પાખંડી, પિતાના પ્રેમનો ઇજારદાર વગેરે લાગું છું, એટલે મારા ઉપર તેની કડવી નજર છે.

જહાનારા : પણ એની નીચતા, અદેખાઈ અને કુટિલ-તાથી હું થરથરું છું; મને અંતરમાં ભય છે.

દારા : જ્ઞાનમાં એટલી કચાશ. જેને જ્ઞાન છે તેને ભય શો ? જહાનારા! આપણા દુશ્મનો આપણી અંદર છે, બહાર નથી. ઔરંગઝેબ દારાનો દુશ્મન નથી, ઔરંગ-ઝેબનો છે.

જહાનારા : પણ સલ્તનતનો સવાલ છે, પ્રજાના સુખનો સવાલ છે; ફક્ત તારા એકલાના અંગત સુખનો સવાલ નથી.

દારા : જે નિર્માણ હશે તે થશે. મનુષ્ય તો માત્ર નિમિત્ત છે. તર્કવિતર્કો છોડ; લાવ પેલું છાંદોગ્ય ઉપનિષદ્ ને હું તરજૂમો લખાવું તે લખવા માંડ.

(જહાનારા ઉપનિષદ્ આપે છે અને સામે કાગળ ને કલમ લઈને બેસે છે).

[ પડદો ]

## દૃશ્ય ત્રીજું

સમય : અઠવાડિયા પછીની એક સવાર.

સ્થળ : દીવાને ખાસ.

પાત્રો : શાહજહાન, દરબારીઓ અને વઝીર.

[ શાહજહાન અને વઝીર વાતો કરે છે. ઈરાનનો એલચી શાહજહાનની મુલાકાતે આવનાર છે. પ્રવેશદ્વારે એવી યોજના છે કે જે આવે તેને બાદશાહને ઝૂકીને જ આવવું પડે. ]

વઝીર : આલમપનાહ! ઈરાનના શાહને માઠું લાગશે. તેમનો એલચી બારણામાંથી નમીને નહિ આવે, પાછો ફરશે. હિંદ અને ઈરાન વચ્ચેનો સંબંધ વગર કારણે બગડશે.

શાહજહાન : વઝીરજી! ઈરાનીઓને ઈરાનના દરબારી વિવેકની ખુમારી મારે ભૂલાવવી છે; હિંદનો વિવેક શીખવવો છે. એશિયાનું નાક હિંદ છે, ઈરાન નથી, એ જ ઠસાવવું છે.

વઝીર : પરંતુ આપ આ રીતે શાહને શું મહત્ત્વ નથી આપતા?

શાહજહાન : બેશક; પણ ઈરાનનો એલચી મુઘલ શાહને નમીને આવ્યા પછી. (એટલું બોલી મૂછમાં હસે છે.)

વઝીર : જહાંપનાહ ! મને ધાસ્તી છે કે એ નમીને આવે તે પહેલાં ઈરાનના શાહ મહત્ત્વ પામી જશે.

શાહજહાન : જોઈશું, જોઈશું.

[ એટલામાં ઈરાનનો એલચી આવે છે એવો પોકાર સંભળાય છે. શાહજહાનના મોં ઉપર સંતોષ અને આનંદ છવાય છે અને તે દ્વાર તરફ જુએ છે. એલચી દ્વાર સુધી આવી પહોંચે છે. સમજી જાય છે કે અપમાનનો કિસ્સો ગોઠવાયો છે. એક ક્ષણ તે સ્તબ્ધ ઊભો રહે છે, પછી પીઠ ફેરવે છે અને મુઘલ સમ્રાટને ભર સભામાં પૂંઠ બતાવી દાખલ થાય છે. દરબારીઓ સ્તબ્ધ થઈ જાય છે ! ]

એલચી : ઈરાનના શાહનો વફાદાર નોકર હિંદના શાહનો સંદેશો માગે છે.

શાહજહાન : ઈરાનના એલચી ઈરાનના શાહને રોશન કરે કે ઈરાને હિંદુસ્તાનને પીઠ તો હમેશાં બતાવી છે, પણ એકાદ વાર છાતી પણ બતાવે એમ મુઘલ સમ્રાટ ઇચ્છે છે. (ઈરાનનો એલચી ઝાંખો પડી જાય છે. શાહાનશાહ વઝીર તરફ જુએ છે.) વઝીરજી ! ઈરાનના એલચીને હિંદની આબોહવા માફક નથી, માટે ઈરાનના શાહને લખો કે તેમના એલચીને વળાવવાની મુઘલ સમ્રાટ્ વ્યવસ્થા કરાવશે.

એલચી : ઈરાનના શાહ....

( શાહજહાન તેને એકદમ બોલતો અટકાવે છે. )

શાહજહાન : તહેરાનમાં હશે; આવજો. સંદેશો ભૂલશો નહિ.

એલચી : પણ........

શાહજહાન : તમારી તબિયત નાદુરસ્ત છે, માટે વધુ રોકાવું સલાહભરેલું નથી. પધારો. (વઝીર તરફ ફરી )

વઝીરજી ! આજનું બીજું કામ બોલો.

( એલચી ઝંખવાણો પડી ચાલ્યો જાય છે. )

વઝીર : આલમપનાહ ! બેત્રણ નાની અરજીઓ સિવાય કંઈ નથી. સિવાય કે.... (ઘણા ધીરા અવાજે)....શાહઝાદા ઔરંગઝેબે દક્ષિણમાં મોટું લશ્કર એકઠું કર્યું છે અને ઉત્તરે કૂચ કરી રહ્યા છે એવા સમાચાર મળ્યા છે.

શાહજહાન : (આશ્ચર્યથી) કોની સામે ? કોની રજાથી ?

વઝીર : કંઈ સમજાતું નથી.

શાહજહાન : ઔરંગઝેબને કોઈ સમજી શકે તેમ નથી.

[ પડદો ]

## દૃશ્ય ચોથું

સમય : એક માસ પછી.

સ્થળ : દિલ્હીથી દૂર એક છાવણી.

પાત્રો : દારા, બર્નીઅર અને દારાની બીમાર સ્ત્રી.

[ ઔરંગઝેબના લશ્કરથી ભાગી છૂટેલો દારા દિલ્હીથી ઘણે દૂર એક છાવણીમાં એની બીમાર સ્ત્રીને લઈને રહે છે. ફ્રેંચ દાક્તર બર્નીઅર અને દારા સ્ત્રીની પથારી પાસે બેઠા છે. ]

દારા : હકીમજી ! ઔરંગઝેબની ખફામરજી વહોરીને પણ તમે મારી બીબીને જોવા આવ્યા તેથી તમને ધન્યવાદ છે.

બર્નીઅર : શાહઝાદા ! હકીમ ફરજ બજાવે તેમાં ધન્યવાદ ન ઘટે.

દારાની સ્ત્રી : લુચ્ચો, બદમાશ, પાખંડી, નિર્દય, દિલ્હીના તખ્તે ! બાપને કેદ, બેનને કેદ, ભાઈઓનાં ખૂન ! એ

સાપને તમે પગ નીચે છૂંદી ન નાખો તો તમને શરમ છે, દારા! એ સાપનું ઝેર સારી સલ્તનતમાં વ્યાપી જશે ને અબ્બા બાબરે રોપેલું ને અબ્બા અકબરે પાળી પોષેલું સુલેહાઈનું વૃક્ષ આ સાપના ઝેરથી મરી જશે.

બર્નીઅર : માફ કરજો, બેગમ સાહેબા! આપના ઉપર તો દીઅરજીનો ઘણો ભાવ છે. મને કહે કે ભાભીને સંભારજો ને જલદી મટાડી દેજો અને જણાવજો........

દારાની સ્ત્રી : (આંખ કાઢીને) શું?

બર્નીઅર : કે આલમગીરને કોઈની સાથે અંગત વેર નથી. ઇસ્લામની ખાતર એ તખ્તે આવ્યો છે, સલ્તનતની ખાતર નહિ; અને ઇસ્લામની ખાતર તે જે કરે તે માફ છે; કેમકે આલમગીર તો ખુદાનો ઓલીઓ છે.

દારા : (નહિ જેવું હસીને) ધર્મના આક્રમણમાં અને ધર્મના રક્ષણમાં ફેર છે; પણ જ્ઞાનીને સમજાવી શકાય અગર અજ્ઞાનીને સમજાવી શકાય, અર્ધજ્ઞાનીને નહિ.

દારાની સ્ત્રી : ધૂળ ને રાખ! દીઅરજી એમના બાપદાદા કરતાં વધારે ડાહ્યા! હકીમજી! દીઅરજીને જણાવજો કે બાપ, ભાઈ, ભાભી અને બેન એમને માફ કરશે, પણ ભાવિ એમને માફ નહિ કરે; અને જણાવજો કે ભાભી જોકે બહુ સમજણી નથી, પણ એને એમ લાગે છે કે ઇતિહાસ એમને ઇસ્લામનું રક્ષણ કરનારાઓમાં નહિ ગણે, સલ્તનતનાં મૂળ ખોદનાર ગણશે. ભાવિએ એમને ભુલાવ્યા છે.

(ગરમ થઈ જાય છે અને ઊંડો નિશ્વાસ મૂકે છે.)

દારા : પ્રિયે! આવેશ હૃદયનું બળ હરે છે. હાર–જીત, લાભ–ગેરલાભ, સુખ–દુઃખ, એ બધાં દ્વંદ્વોમાં તટસ્થ રહેવું.

દારાની સ્ત્રી : અરે મૂઈ તમારી ફિલસૂફી ! બાબા બાબર, હુમાયૂં અને અકબર આ ફિલસૂફી જો શીખ્યા હોત તો દિલ્હીના મહેલમાં નહિ, પણ તુર્કસ્તાનની ઝૂંપડી-માં દહાડા કાઢ્યા હોત !

દારા : બરાબર છે અને આપણે આ જંગલમાં ઝૂંપડીમાં જ છીએ ને ! શું દુઃખ છે ? મારે તો મહેલ ને ઝૂંપડી સરખાં છે.

દારાની સ્ત્રી : પણ મારે નથી.

દારા : એટલે તો દુઃખ છે.

દારાની સ્ત્રી : (પોતાના કપાળે ધીરેથી હાથ ઠોકી) મારાં કરમ જ ફૂટેલાં છે !

દારા : (પત્નીના કપાળે હાથ મૂકી શાંતિથી) નસીબની સામે બળવો ન કરાય. બળતા ડુંગરનું મોં કંઈ હથેળીથી બંધ થાય છે ? યમુનાનાં પૂર કંઈ લોટાથી ઉલેચાય છે ? વિચાર કર; વિચાર વગર શાંતિ નથી.

દારાની સ્ત્રી : (દારાનો હાથ ધીમેથી પકડી આંખે અડાડી) હું તમને લગારે લાયક નથી.

બર્નીઅર : રજા લઉં ? કંઈ સંદેશો છે ?

દારા : ખાસ કંઈ નથી. ઔરંગઝેબને કહેજો કે દારાની દુઆ છે અને જેટલો કર્તવ્યપરાયણ છે તેટલો નીતિ-પરાયણ થાય.

[ નમીને બર્નીઅર ચાલ્યો જાય છે. ]

[ પડદો ]

## દૃશ્ય પાંચમું

સમય : એ રોજ પછીની સવાર.

સ્થળ : ઔરંગઝેબનો દરબાર.

પાત્રો : ઔરંગઝેબ, બર્નીઅર, વઝીર, વલંદી ને બીજા એલચીઓ.

ઔરંગઝેબ : કેમ, હકીમજી ! ભાભીની તબિયત કેમ છે ?

બર્નીઅર : ધીમેધીમે સુધરશે.

ઔરંગઝેબ : કંઈ સંદેશો ?

બર્નીઅર : આપના ભાઈએ દુઆ પાઠવ્યા છે ને કહાવ્યું છે કે જેટલા કર્તવ્યપરાયણ છો તેટલા નીતિ-પરાયણ થજો.

ઔરંગઝેબ : (સહેજ હસે છે. પછી ગંભીર મોં કરી) હકીમજી ! બડે ભાઈને માલૂમ નથી કે રાજાને નીતિ–અનીતિનાં સામાન્ય કાટલાંથી જોખાય નહિ. રાજા નીતિ સર્જે છે, નીતિ ફેલાવે છે અને જે નીતિ પોતે સર્જે છે તે નીતિથી પોતે સ્વેચ્છાથી બંધાય છે.

બર્નીઅર : શાહાનશાહ ! આપ તખ્ત ઉપર આવ્યા પહેલાંની નીતિ પણ જો આપે સર્જેલી હોય તો કંઈ કહેવાનું નથી.

ઔરંગઝેબ : (એકીટસે બર્નીઅર તરફ જોઈ રહે છે) હકીમજી ! શરમાવા જેવું શાહઝાદા ઔરંગઝેબે કંઈ જ કર્યું નથી અને શાહાનશાહ આલમગીર કરશે નહિ.

[ એટલામાં વઝીર આવીને જણાવે છે કે વલંદી એલચી મળવા માગે છે. ]

ઔરંગઝેબ : મોકલો. (એલચી આવે છે.) પધારો, પધારો, વલંદી અમીર! મુઘલ શાહાનશાહ આપની મરજી પૂછે છે.

એલચી : જહાંપનાહ! હિંદનું ઝવેરાત, હિંદનું કાપડ, હિંદના તેજાના એ બધા સારુ વલંદી વહાણો તૈયાર છે.

ઔરંગઝેબ : જરૂર; પણ વહાણો ખાલી તો પાછાં નહિ આવે ને?

એલચી : વલંદી વહાણો કદી ખાલી પાછાં ફર્યાં નથી.

ઔરંગઝેબ : વ્યવહાર ચોખ્ખો સારો. હિસાબ કોડીનો, બક્ષિસ લાખની.

એલચી : બેશક; વહાણના નૂર સિવાય કંઈ બાકી નથી.

ઔરંગઝેબ : વઝીરજી! નૂર નથી ભર્યાં?

વઝીર : આલમપનાહ! નૂર ગણી લેતાં પણ હિંદને ચોપડે જમા બોલે છે. આપ ફરમાવો.

ઔરંગઝેબ : વઝીર! હિસાબ કોડીનો, બક્ષિસ લાખની. (એલચી તરફ ફરી) બોલો, હિસાબે જમા બોલે છે કે ઉધાર?

એલચી : હિસાબે વહાણનાં નૂર બાકી છે.

ઔરંગઝેબ : શાહજોગ વાત. વહાણનાં નૂર તમારાં. વઝીરજી! હિંદનો ચોપડો શું બોલે છે?

વઝીર : હિંદના ચોપડે વલંદા ખાતે ઉધાર છે.

ઔરંગઝેબ : તો જમાઉધાર મેળવી તારવણી કરો. હિસાબ કોડીનો.

એલચી : પણ અમારે ચોપડે જમાઉધારનાં પાસાં સરખાં છે.

ઔરંગઝેબ : પણ આપ તો કહો છો કે નૂર બાકી છે!

એલચી : નૂરની ગણત્રી બાકી છે.

ઔરંગઝેબ : એ પદ્ધતિ હિંદની નથી. હિંદ માલ આપે તે હિંદના કિનારે; આપના કિનારે નહિ.

એલચી : અને અમે માલ આપીએ તે અમારે કિનારે.

ઔરંગઝેબ : આપો તો, લાવો તો નહિ.

એલચી : પણ શાહાનશાહ !............

ઔરંગઝેબ : કબૂલ; બક્ષિસ લાખની. વઝીરજી! વહાણનાં નૂર જેટલી કિંમતનું ઝવેરાત અમારા મિત્ર વલંદી સમ્રાટને નજરાણામાં મોકલી આપો. આદાબ અર્ઝ !

એલચી : આદાબ અર્ઝ ! (નમીને જાય છે.)

વઝીર : જહાંપનાહ ! બસરા, યેમન અને તુર્કસ્તાનના એલચી મળવા આવ્યા છે.

ઔરંગઝેબ : બસરા ને યેમનવાળાઓ એલચીઓ ભલે ગણાય, છે ફક્ત વેપારીઓ. તુર્કી એલચીને જણાવો કે ખાસ કામ વગર શાહાનશાહ મળવાની જરૂર જોતા નથી. પેલા બસરા ને યેમનના વેપારીઓને આવવા દો.

[ વઝીર જાય છે અને બંને એલચીઓને દાખલ કરે છે. ]

બસરી એલચી : જહાંપનાહ! બસરાના સુલતાન સલામ મોકલે છે.

ઔરંગઝેબ : (ન સાંભળ્યું હોય તેમ બેદરકારીથી) બોલો.

બસરી એલચી : બસરાનો માલ હિંદ સ્વીકારે એટલી અર્ઝ.

ઔરંગઝેબ : હિંદ બધાનો માલ લે છે અને લેશે; તેમાં બસરાએ આટલે દૂર એલચી મોકલવાની જરૂર નથી.

બસરી એલચી : બસરાના સુલતાન મુઘલ શાહના દરબારમાં એલચી મોકલી માન આપે છે.

ઔરંગઝેબ : તમારા સુલતાનને કહેજો કે નાહક ખરચમાં ઊતરવાની જરૂર નથી; વેપારી મોકલશો તો ચાલશે. વઝીરજી ! બસરાના આ વેપારી સાથે વાત કરી લેજો.

વઝીર : જહાંપનાહ ! એમની અર્ઝ એ છે કે બસરાનો માલ વગર જકાતે હિંદમાં આવે.

ઔરંગઝેબ : વગર જકાતે માલ વેચવો હોય તો બસરામાંથી વેચી શકે છે. યેમનવાળાને બોલાવો.

[ બસરાવાળો જાય છે; યેમનવાળો આવે છે. ]

યેમનનો એલચી : જહાંપનાહને સલામ.

ઔરંગઝેબ : બોલો.

યેમન-એલચી : યેમનનો માલ હિંદમાં મળી શકે માટે જકાત માફ કરવાની નમ્ર અર્ઝ ગુઝારું છું.

ઔરંગઝેબ : (વઝીર તરફ જોઈ) શું કહ્યું'તું મેં, વઝીરજી! આ કોઈ એલચીઓ નથી, વેપારીઓ છે. યેમનનો માલ હિંદમાં નહિ ખપે તો હિંદનું શું ઊંધું વળવાનું છે! વઝીરજી ! એમને જણાવો કે હિંદને યેમનનાં ખજૂરનો ખપ હશે ત્યારે વિચાર થશે.

યેમન-એલચી : પણ....

ઔરંગઝેબ : (મોટેથી) આદાબ અર્ઝ.

[ પડદો ]

## દૃશ્ય છઠ્ઠું

સમય : પાંચ વર્ષ પછીની એક સવાર.
સ્થળ : દિલ્હીનો રાજમાર્ગ.
પાત્રો : બર્નીઅર અને વલંદી એલચી.

[ બંને પાલખીમાં બેઠાબેઠા જાય છે. ]

**વલંદી એલચી :** બર્નીઅર ! તમે આ મુલકમાં ઘણું રહ્યા !

**બર્નીઅર :** આઠ વરસ.

**એલચી :** ઘણો વિચિત્ર મુલ્ક. લોકો વિચિત્ર, મકાનો વિચિત્ર, રિવાજો વિચિત્ર, રાજતંત્ર વિચિત્ર. આ જુઓ : (આંગળી ચીંધી બેત્રણ ફકીરો બતાવે છે.) વળી પેલા જુઓ: (કેટલાક નજૂમીઓ બતાવે છે.)

**બર્નીઅર :** પેલા ફકીરો છે, પેલા નજૂમીઓ છે. મૂર્ખ સ્ત્રીઓને અને વહેમી લોકોને તગદીર જોવાને બહાને છેતરી-ને માતબર થાય છે.

**એલચી :** સાંભળ્યું છે કે કેટલાક જોશીઓ ભવિષ્ય આબાદ જુએ છે !

**બર્નીઅર :** ધૂળ ને રાખ ! ગયે વરસે જ એક રાજ-જોશી ડૂબીને મરી ગયો ત્યારે આખા દિલ્હીએ કહ્યું કે જોશી પોતાનું ન જાણી શક્યો તે બીજાનાં શું જાણતો'તો !

**એલચી :** શાહાનશાહ બાબત તમે શું ધારો છો ?

**બર્નીઅર :** બડો હુશિયાર છે, ચાલાક છે. (પછી વલંદી સામે જોઈ) તમે ક્યાં નથી જાણતા ?

**એલચી :** (હસીને) હા; વહાણુનાં નૂર ન દીધાં, નજરાણું દીધું. વલંદી વેપારીઓને લૂંટી વલંદી સમ્રાટ્‌ને રીઝવ્યા !

બહુ લુચ્ચો ! સાંભળ્યું છે કે ઘણી ઘાતકી રીતે કુટુંબીઓને મારી, બાપને કેદ કરી ગાદી મેળવી છે.

બર્નીઅર : એનાં કૃત્યો આપણી દૃષ્ટિએ તો ઘણાં કૂડાં; પણ એ તો એશિયામાં ગાદી માટે એવું થતું જ આવ્યું છે. જે ફાવ્યો તે ડાહ્યો; બાકી શાહાનશાહ ઘણો જ મહેનતુ ને કર્તવ્યનિષ્ઠ છે. મદિરા અને માનિનીથી મુક્ત છે.

એલચી : પણ રાજ્યમાં અંધેર ઘણું છે ને અંધાધૂંધી ભારે. ઉમરાવો ફાવે તેમ કરે છે અને અમલદારો ફાટ્યા-ફાટ્યા ફરે છે. ચારે તરફ લાંચ, રૂશ્વત, અંધેર ને અનીતિ છે.

બર્નીઅર : ઘર જૂનું થઈ ગયું છે. ટાકાટેકાથી થોડા દાયકા નીકળશે. ઔરંગઝેબ પછી અંધારું છે. દક્ષિણમાં તો સલ્તનતનાં મૂળિયાં ઊખડવા લાગ્યાં છે. કોઈ શિવાજી નામનો આફુ ખાઈને મચ્યો છે.

એલચી : રજપૂતો પણ નારાજ અને નાઉમેદ છે.

બર્નીઅર : યુરોપને માટે મોકો આવશે.

એલચી : ફ્રેંચોની આંખ ક્યાં નથી હોતી ?

બર્નીઅર : ડચની આંખોનું તેજ પણ ઓછું નથી.

[ થોડી વાર બંને મૌન રાખે છે. ]

એલચી : દિલ્હીના મહેલ ને મસ્જિદો બાદ કરતાં દિલ્હી કંગાલ છે. આ ઘરો તો જુઓ : માટીનાં ચણતર ને ઘાસનાં છાપરાં ! ઈંટ ચૂનાનું તો નામ નહિ ! રાજધાનીમાં આ દશા છે તો બીજે શું ? આખો દેખાવ જાણે તાત્કાલિક પડાવ માટે લશ્કરે ઊભી કરેલી છાવણીઓ જેવો છે !

બર્નીઅર : એમ જ છે. દિલ્હીની વસતિ વણઝારા

જેવી છે. રાજાનું લશ્કર જાય તેની પાછળ અડધું દિલ્હી પણ ખાલી થાય; કારણકે પોણી વસતિ લશ્કરની જરૂરિયાતો ઉપર જીવે છે.

એલચી : ને આ દુકાનો જુઓ : જાણે ગોદીઓ ! કંઈ જ ભપકો ન મળે.

બર્નીઅર : જોકે દુકાનોના માલ ભપકાદાર હોય છે. પણ એ લોકો માલ બતાવ્યા કરતાં સંતાડે છે બહુ ! બીચારા કરે પણ શું ? દુકાનદારોને અધિકારીઓ કનડે છે પણ બહુ. માલ બતાવે તો તફડાવી જાય.

એલચી : સાંભળ્યું છે કે રાજાને કંઈ પસંદ પડે તો તે ખરીદે નહિ, પણ ભેટ–સોગાદ તરીકે માગે.

બર્નીઅર : હા; અને અધિકારીની રહેમ હોય તો જ દુકાનદારનો ગલ્લો ભરેલો રહે.

એલચી : કહે છે કે દિલ્હીનાં બજારો ખાલીખમ રહે છે, કેમકે તમામ ચીજો અમીરઉમરાવો ને અધિકારીઓ ઉપાડી જાય છે; પછી બીજા લોકને માટે રહે શું ?

બર્નીઅર : બીજા લોકો કયા ? દિલ્હીમાં કાં તો અમીરી કે કાં તો ફકીરી; ત્રીજો વર્ગ જ નથી.

એલચી : પણ રાજધાનીમાં જ જો ગરીબાઈનો ગજબ, તો બીજે શું ? બીચારા કિસાનનું શું ?

બર્નીઅર : કિસાનનો ફક્ત પરસેવો ! જમીનદારની દયાથી જીવે, ખફામરજીથી મરે. અહીં કાયદા જેવું ખાસ કંઈ નથી. કાયદામાં અમલદારોના મનના તુક્કા અને કોટવાળના કોરડા.

એલચી: પરંતુ ઉમરાવ વર્ગ પણ ખાસ સુખી નથી એવું સાંભળ્યું છે.

બર્નીઅર : ક્યાંથી હોય ? આવકનો એક ને જાવકના બે ! મોભા સાચવતાં દમ સુકાય છે. ભેટસોગાદોના ભાર નીચે બધા દબાઈ જાય છે. સાધારણ રીતે દેવામાં ડૂબેલો એ વર્ગ છે.

એલચી: માલમિલ્કત, જાનમાલ, બધું અહીં અસ્થિર છે; આજે છે, કાલે નથી. આ સલ્તનત પણ લાંબું ટકે તેમ લાગતું નથી.

બર્નીઅર : સમ્રાટ લૂઈએ હિંદની સંસ્કૃતિની બડી-બડી વાતો સાંભળી મને પુછાવ્યું ત્યારે મેં તો જણાવ્યું કે હિંદની રાજલક્ષ્મી જો કાંચન, જવાહીર, રાજમહેલો અને દરબારીઓના ઠાઠમાઠમાં ગણવી હોય તો ઘણી છે; બાકી પ્રજા તો કંગાલ અને ચીંથરેહાલ છે.

એલચી: (વિચારમાં મગ્ન થઈ) હા, બર્નીઅર ! બધે જ એમ છે. સામ્રાજ્યો આમવર્ગ સારુ નથી, અમીર વર્ગ સારુ છે. છેક રોમન સામ્રાજ્યથી એ ચાલ્યું આવ્યું છે.

[ પડદો ]

# સીદી અલી

## દૃશ્ય પહેલું

સમય : ઇ. સ. ૧૫૩૬ની આસપાસ.

સ્થળ : સુરતનું બંદર.

પાત્રો : સીદી અલી અને મિસરી ખલાસીઓ.

[ સીદી અલી અને તેના ખલાસીઓ સુરતના બંદરે પોતાનાં ત્રણચાર વહાણોમાં આવી પહોંચે છે. ]

**મુખ્ય ખલાસી—નામવર! આ હિંદના મુખ્ય બંદરે આપણે આવ્યા; વિજેતા તરીકે નહિ, પણ ફિરંગી કાફલાથી નાસી છૂટેલા યોદ્ધાઓ તરીકે! કિસ્મતનો તમાશો અજબ છે.**

**અલી : હા, કિસ્મતની બેરહમ મશ્કરી! પાદશાહ સલામત સુલેમાન શાહના તાજમાં હિંદનો મહામૂલો મણિ ખુદાતાલાએ નિર્મેલો નહિ! જે હિંદને જીતવા આપણે નીકળેલા તે હિંદને શરણે આપણને ખુદાએ કર્યા! આપણે તો ખુદાની મરજીના ફક્ત ગુલામ છીએ.**

[ વહાણો બંદરમાં આવી પહોંચે છે. બંદરનો અમલદાર બીજા અમલદારો સાથે ડક્કા પર ધસી આવે છે. ]

**અમલદાર : ગુજરાતના સુલતાન બહાદુરના બંદરે કોણ છો તમે? મહેમાન હો તો સુલતાન બહાદુરના નમકહલાલ ખાદિમો આપને આવકારે છે. દુશ્મન હો તો સુલતાન બહાદુરના નમકહલાલ ખાદિમો શમશેરથી સામનો કરશે.**

અલી : આદાબ અર્ઝ ! સારા ઇસ્લામની ઇજ્જતના રક્ષણહાર પાદશાહ સુલેમાનના તુર્કી નોકરો ગુજરાતના કિનારે મહેમાન તરીકે આવ્યા છીએ અને ગુજરાતની મહેમાનગીરી ચાહીએ છીએ.

અમલદાર : તસ્લીમાતે અર્ઝ ! શાહ સુલેમાનના સેવકને સુલતાન બહાદુરનો નમ્ર સેવક આવકારે છે.

[ અમલદાર અલીને આવકારે છે અને એક માણસને વડા લશ્કરી અમલદારને બોલાવવા મોકલે છે. ]

અલી : ગુજરાતની મહેમાનગીરી ને ગુજરાતનાં વહાણો સાતે સમુદ્રમાં મશહૂર છે. સુલતાન બહાદુરને મારે નમ્ર અર્ઝ ગુજારવાની કે મારાં વહાણોને સુરતના બંદરમાં સહી-સલામત રાખે; હું મારા ખલાસીઓ સાથે હિંદ ખેડી જમીન રસ્તે તુર્કી જવા માગું છું.

અમલદાર : આપની મરજીને સુલતાન બહાદુર આવકારશે.

અલી : સુલતાન બહાદુરને ખુદા સલામત રાખે.

[ એટલામાં વડો લશ્કરી અમલદાર આવે છે. અલી અને તે અમલદાર પરસ્પર નમે છે. ]

લશ્કરી અમલદાર : બેશક, બેશક ! ફિરંગીઓનાં ફિતૂર અને ફરેબનો સામનો કરવા સુલતાન બહાદુરની શમશેર તૈયાર છે.

અલી : ફિરંગાં ? ફિરંગાંના દુશ્મન તે અમારા દોસ્ત. અમારા દોસ્ત તે ફિરંગાંના દુશ્મન. હાથ મિલાવીએ. (બંને હાથ મિલાવે છે.) બોલો, સુલતાન બહાદુરના નમકહલાલ

અમલદાર! શો હુકમ છે? શાહ સુલેમાનનો નોકર તેના પચ્ચાસ સિપાહી અને એકાવનમો પોતે, એકાવન શમશેર સાથે ફિરંગાંઓનાં ધડ સરથી અલગ કરવા તૈયાર છે.

અમલદાર : નેક નામદાર શાહ સુલેમાનના અમલદારને હુકમ ન હોય, અર્જ હોય. ફિરંગીઓના ફરેબે એક જૂઠા ઉમેદવારને ઊભો કર્યો છે. ફિરંગીઓના ફરેબની પરવાહ સુલતાન બહાદુરને નથી.

અલી : સુલતાન બહાદુરને એવા ચાંચડો મારવાની તસ્દી ન ઘટે. મહેમાનગીરી વાળવાની એટલી તક સુલતાન બહાદુર અમને બક્ષે એટલી અર્જ.

અમલદાર : સુલતાન બહાદુર સલામત! શાહ સુલેમાન સલામત! નામદાર વઝીરસાહેબને આપની અર્જ અબઘડી પેશ કરીશ. આદાબ અર્જ!

[ સલામ કરી લશ્કરી અમલદાર જાય છે અને થોડી વારે પાછો આવે છે. દરમ્યાન અલી અને ડક્કાનો અમલદાર અંદરઅંદર વાતો કરે છે, જે રંગભૂમિ ઉપર સંભળાતી નથી. ]

અમલદાર : આદાબ અર્જ! સુલતાન બહાદુરની શાહ સુલેમાનને સલામ. શાહ સુલેમાનનાં વહાણોનો સુલતાન બહાદુરના બંદરે ઇંતજામ થશે. શાહ સુલેમાનના સિપાઈઓની મદદ સુલતાન બહાદુર સાભાર સ્વીકારશે.

અલી : સુલતાન બહાદુર સલામત! ફિરંગીઓનાં ખૂન વડે શાહ સુલેમાનના સિપાહીઓની તરસી શમશેરો છીપશે. સિપાહીઓ!

( ચારપાંચ મિસરી યોદ્ધાઓ આગળ ધસી આવે છે અને ઝૂકીને ઉભા રહે છે.)

સિપાહીઓ : જનાબ !

અલી : ફિરંગીઓ ઉપર શમશેર ચલાવવા તૈયાર થાઓ.

સિપાહીઓ : તૈયાર છીએ. ફિરંગીઓને ફના કરવા જનાબની તહેનાતમાં તૈયાર છીએ.

( તરવારો કાઢી ઝનૂનથી ઊભા રહે છે. )

## દૃશ્ય બીજું

સમય : એક મહિના બાદ.

સ્થળ : અમદાવાદમાં સુલતાનનો દરબાર.

પાત્રો : સુલતાન, વઝીર અને અલી

[ અલી વઝીર સાથે ઊભો રહ્યો છે ને સુલતાન તખ્ત ઉપર બિરાજે છે. ]

વઝીર : ખુદાવંદ ! ફિરંગીઓએ આ શખ્સની માગણી કરી છે. ફિરંગી એલચી જણાવે છે કે આપ આ શખ્સને ફિરંગીઓને સુપુર્દ નહિ કરો તો ફિરંગીઓ સાથે ટંટો થશે. આપ હુકમ ફરમાવો.

સુલતાન : ફિરંગી એલચીને રોશન થાય કે ફિરંગી-ઓથી ગુજરાત બીતું નથી, ગુજરાતનો સુલતાન બીતો નથી; ફક્ત ગુજરાતનો વઝીર બીએ છે અને તે દિલગીરીની બીના છે. ગુજરાતનાં વહાણુ ફિરંગીઓને તેમના મુલ્ક સુધી વળાવવા તૈયાર છે.

વઝીર : ખુદાવંદ ! ગુજરાતનો વઝીર ફિરંગીઓથી બીતો નથી. ગુજરાતનો વઝીર ફિરંગીઓને ફક્ત દુશ્મન નથી ઇચ્છતો.

સુલતાન : અને ગુજરાતનો સુલતાન શાહ સુલેમાનની બિરાદરી ઇચ્છે છે.

વઝીર : હઝુર ! શાહ સુલેમાન દૂર છે, ફિરંગી નજીક છે.

અલી : (ગુસ્સાથી વઝીર તરફ જોઈને) શાહ સુલેમાન દૂર નથી, શાહ સુલેમાનની શમશેરથી ફિરંગીઓ દૂર છે. શાહ સુલેમાન શમશેરથી સર્વના દોસ્ત છે, સમજ્યા ? (અલી તલવારની મૂઠ ઉપર હાથ મૂકે છે.) અગર આપ શાહના નોકરને ફિરંગીઓને પેશ કરશો તો ગુજરાત શાહની જંગી સલ્તનતને પેશ થશે. ગુજરાતનું નમક ન ખાધું હોત તો હું આ ચેતવણી ન આપત, વઝીરસાહબ ! તમારી અક્કલનું જોર ગુજરાતને ફિરંગીઓ તરફ ઘસડતું હોય તો ગુજરાતની કમનસીબી સમજો. (અલી અટકે છે; સુલતાન અને વઝીર દિઙ્મૂઢ સાંભળી રહે છે. અલી ફરી આગળ બોલે છે.) ફિરંગી દોસ્ત નહિ બને, પણ ઇસ્લામના તાજ સમા શાહ દુશ્મન થશે. વઝીરસાહબ ! શાહ સુલેમાન દૂર છે માટે નથી દેખાતા કે નથી દેખાતા માટે દૂર છે ? બુઝુર્ગ છો તેથી આપની નજર લાંબું ન જોઈ શકે તે મુમકિન છે.

[ અલી તપેલે ચહેરે વઝીરને જોઈ રહે છે. એનો હાથ તલવારની મૂઠ ઉપર જોર કરે છે. ગભરાએલો વઝીર નીચું જુએ છે. સુલતાન અલીને શાંત પાડે છે. ]

સુલતાન : શાહ સુલેમાન અમારા દોસ્ત છે અને દોસ્ત રહેશે. ફિરંગીઓની દોસ્તી ખાતર શાહની દુશ્મના-

વટ કરવા ગુજરાત રાજી નથી. બિરાદર! ગુજરાતના સેવક તરીકે ગુજરાતમાં રહો ને ગુજરાતના સેનાપતિ બનો.

અલી : શાહનો નોકર બીજાનો નોકર બની શકતો નથી; ફક્ત દોસ્ત કે દુશ્મન બની શકે છે. દિલગીર છું.

સુલતાન : તો બીજી શી મરજી છે? માગો.

અલી : ફક્ત એટલું કે મને આગળ જવા દો ને ભોમિયા આપો.

સુલતાન : વઝીરજી! સરદાર અલીને જવા દો અને એમની સાથે ભાટ લોકોને ભોમિયા તરીકે મોકલજો. (અલી તરફ જોઈને) ભાટને ભોમિયા તરીકે રાખવાનું કારણ જાણો છો? ભાટની કે ભાટની સાથેના માણસોની છેડતી કોઈ કરતું નથી; કેમકે ભાટ જો ત્રાગું કરે અને આપઘાત કરે તો લોકો આફત ગણે છે અને ભાટના જીવ પાછળ પોતાનો જીવ આપે છે.

અલી : સુલતાન બહાદુરની રહમ બદલ આભાર. મારી શમશેરને એટલો આરામ મળશે.

( સુલતાન અને અલી હસે છે. )

[ પડદો ]

## દૃશ્ય ત્રીજું

સમય : છ મહિના બાદ.

સ્થળ : હુમાયૂંનો મહેલ.

પાત્રો : હુમાયૂં અને અલી.

[ અલી હુમાયૂંની સામે બેઠો છે. ]

હુમાયૂં : બિરાદર! તમારા ઉપર, તમારી બહાદુરી ઉપર મુઘલ શાહ હુમાયૂં આફ્રીન છે. તમારી બહાદુરીની

તારીફ કરવા મુલતાનમાં મને વખત નહોતો, પણ દિલમાં દોસ્તી ઊગી ગઈ હતી. શેરશાહને અને મારા કમનસીબ ભાઈને તમારી મદદ વગર હું હરાવી ન શકત. જે તખ્ત-નશીન તે કોઈનો દોસ્ત નહિ, તે કહાવતને અપવાદ છે. હુમાયૂં અલીનો દોસ્ત છે. અલીની શમશેર, અલીની શાયરી, અલીની કાબેલિયત એ તમામ પર હુમાયૂં ફિદા છે.

અલી : હુમાયૂં મુજ પર ફીદા, છું હું ફીદાએ હુમાયૂં !

હુમાયૂં : આફરીન, આફરીન ! શાએરોના શાહાનશાહ !

અલી : જહાંપનાહ ! નાચીઝ છું. કદમબોસીની મુરાદ છે.

[ હુમાયૂંને ઝૂકીને નમે છે. ]

હુમાયૂં : બિરાદર ! કદમબોસી શાહ સુલેમાનની કીજીએ. હુમાયૂં દોસ્ત છે ને દોસ્ત રહેશે. દોસ્તને દિલ ખોલીને હવે કહો.

અલી : ફરમાવો.

હુમાયૂં : શાહ સુલેમાનની સલ્તનત કેવડી છે ?

અલી : શાહ હુમાયૂંની સલ્તનતથી ત્રેવડી.

હુમાયૂં : કદમાં કે જોરમાં ?

અલી : શાહ સુલેમાનની સલ્તનત કદમાં ને જોરમાં સરખી છે.

હુમાયૂં : સોના ચાંદી ઝવેરાતમાં મુઘલ સલ્તનતને મુકાબલે ?

અલી : સલ્તનતની શક્તિનાં માપ સોના ચાંદી કે ઝવેરાતથી નથી મપાતાં, લશ્કરી જોરથી મપાય છે.

હુમાયૂં : સાચી દોસ્તીથી નથી મપાતાં શું ?

[ અલી ઝાંખો પડે છે. પછી હુમાયૂં તરફ જોઈ ને ભાવથી હસે છે. થોડી વાર મૌન પ્રસરે છે. ]

અલી : જહાંપનાહ! રજા દો તો હવે હિંદ છોડી તુર્કસ્તાન જાઉં. ઘણું રહ્યો અને આપની મુહબ્બત ઘણી ચાખી.

હુમાયૂં : મુહબ્બતમાં મુસીબત પણ છે. ખગોળ-શાસ્ત્રને તમારી જરૂર છે, કેમકે હિંદની ખગોળગણત્રીઓ સુધારવાની છે. હિંદનો નૌકાકાફલો ઊભો કરવા મુઘલાઈને હજી તમારી જરૂર છે. વળી હિંદની શાએરી પણ તમારા વગર સૂની પડશે અને (ઘણું જ ધીમેથી) ખુદ હુમાયૂંને તમારી જરૂર છે, ઘણી જરૂર છે. સમ્રાટ્‌ના ફરમાનને ન ગણકારો પણ દોસ્તની આ અર્જને સ્વીકારો.

અલી : દોસ્તીનો દાવો પહેલો. પણ શાહાનશાહ! હું છું શાહ સુલેમાનનો ગુલામ. ગુલામ મિત્ર નકામો.

[ દીનતાથી હુમાયૂં તરફ જોઈ રહે છે. હુમાયૂં અફસોસનો શ્વાસ મૂકે છે. ]

હુમાયૂં : દોસ્તીની ગુલામી ચાહું. મારા દોસ્તનો તો હું ગુલામ છું. દોસ્તની જેવી મરજી.

અલી : તો ખત પર પરવાનગીની મહોર મારો.

હુમાયૂં : કાલ સવારે કેસરના કટોરામાં મુઘલ શાહા-નશાહ મુઠ્ઠી બોળશે ને અલીના પરવાનગીખત પર હુમાયૂંની મુઠ્ઠી છુટ્ટી બક્ષશે.

અલી : દોસ્ત સલામત!

[ ભારે હૈયે હુમાયૂં પોતાના મહેલમાંથી નીચે આવવા નીકળે છે; પરંતુ તેના પગમાંથી જાણે જોર ચાલ્યું ગયું હોય તેમ તે ચાલે છે. અલીના જવાના વિચારે તે ગમગીન છે. સીડી ઊતરતાં

એકાએક તેનો પગ સરી પડે છે અને ગબડતોગબડતો તે ભોંય પડે છે. અલી તેની પાછળ દોડે છે અને હુમાયૂંનું માથું પોતાના હાથ પર ટેકવે છે. હુમાયૂં અર્ધ બેભાન જેવો છે. ]

**હુમાયૂં : (ઘણા જ ધીરા અને દુઃખી અવાજે) દોસ્ત! તું જાય તે પહેલાં હું જાઉં છું.**

**અલી : આવી શી ઉતાવળ હતી? આપની આવી ઉતાવળ હું જાણતો હોત તો પરવાનગી ન માગત.**

**હુમાયૂં : આ છે દોસ્તીની ગુલામી, નહિ કે ગુલામીની દોસ્તી.**

[ માથું ઢળી પડે છે. અલીને લાગે છે કે પોતે હુમાયૂંનું શબ જ પકડી રહ્યો છે. ]

**અલી : હા; શાહ સુલેમાનનો હું ફક્ત ગુલામ, પણ હુમાયૂં! તારો તો હું દોસ્ત.**

[ પડદો ઘણો જ ધીમેથી પડે છે.

## દૃશ્ય ચોથું

સમય : તે જ દિવસે કલાક પછી.

સ્થળ : હુમાયૂંનો મહેલ.

પાત્રો : વઝીર અને અલી.

**અલી : વઝીરજી! હિંદે સમ્રાટ ખોયો, આપે માલિક, પણ મેં તો મિત્ર. મિત્રની વાત સાંભળો.**

**વઝીર : આપની વાત આપના મિત્રનો નોકર કેમ ન સાંભળે?**

**અલી : રાજતખ્ત સૂનું ન રહે. હિંદમાં મુઘલાઈનાં મૂળ હજી ઊંડાં નથી ગયાં. મારા દોસ્તે ગએલી સલ્તનત**

મુસીબતે પાછી મેળવી તે યાદ હશે. શાહઝાદા અકબરને એ તકલીફમાંથી ઉગારી લેવા તે આપની તથા મારી ફરજ છે.

વઝીર : બેશક.

અલી : તો સાંભળો અને મારી સલાહ મુજબ કરો.

વઝીર : ખાત્રી રાખશો.

અલી : શાહઝાદા અકબર રાજધાનીમાં ન પધારે ત્યાં સુધી શાહાનશાહ હુમાયૂં હયાત છે.

વઝીર : એટલે ?

અલી : એટલે શાહાનશાહનું મરણ સલ્તનત માટે બે રોજ મોડું થશે, સમજ્યા ? શાહઝાદા તશરીફ લાવે ત્યાં સુધી શાહાનશાહ સલામત હશે તો સલ્તનત પણ સલામત રહેશે; નહિતર શાહઝાદા અહીં પહોંચી પણ નહિ શકે. શાહઝાદાના પિત્રાઈઓ તાકીને બેઠા છે.

વઝીર : પણ દરમિયાન તખ્ત પર કોણ બેસશે ?

અલી : શાહાનશાહ હુમાયૂંનું પૂતળું. શાહાનશાહનાં તાજ, પોષાક ને જવાહર શાહઝાદાની ગેરહાજરીમાં શાહાનશાહનું પૂતળું પહેરશે, બીજું કોઈ નહિ.

વઝીર : આપની ચતુરાઈ આગળ કોઈનું કશું ચાલવાનું નથી.

અલી : આપના સહકાર વગર ચતુરાઈનું પણ કંઈ ચાલવાનું નથી.

વઝીર : આપની સલાહ કબૂલમંજૂર છે.

[ પડદો ]

## દશ્ય પાંચમું

સમય : ત્રણ દિવસ પછી.

સ્થળ : અકબરનો મહેલ.

પાત્રો : અકબર, વઝીર અને અલી.

**અકબર :** કાબુલ અને કંદહાર જવાનું મારા રાજ્યમાં બંધ છે.

**અલી :** હું તો મર્હુમ શાહાનશાહના રાજ્યમાંથી જવાની રજા મેળવી ચૂકયો છું.

**અકબર :** વઝીરજી ! આ શખ્સની પરવાનગીનું ખત છે ?

**વઝીર :** જહાંપનાહ ! મારી જાણમાં નથી.

**અલી :** શાહાનશાહ ! ખત મોજૂદ છે, પણ શાહાનશાહ હુમાયૂં તે પર કેસરની મુઠ્ઠી મારે તે પહેલાં મૃત્યુએ તેમને મુઠ્ઠી મારી. શાહાનશાહ અકબરની ખાતર નહિ, પણ મારા મર્હૂમ દોસ્તના શાહઝાદા ખાતર મેં હિંદ તુરત છોડયું નહિ. વઝીરજી શાખ પૂરશે.

**અકબર :** (વઝીર તરફ આંખ મિચકારી) હેં વઝીરજી ?

**વઝીર :** (અલી તરફ માનથી જોઈ ને હસીને) મુઘલાઈના ઊગતા આફતાબની ખાતર. જહાંપનાહ ! બિરાદર અલીનું કામ પત્યું છે. સારું હિંદ એમનું ઋણી છે. શાહાનશાહની એમને રજા હો.

[ પડદો ]

## દશ્ય છઠ્ઠું

સમય : પાંચ વર્ષ પછી.

સ્થળ : ઇસ્તંબૂલમાં શાહ સુલેમાનનો મહેલ.

પાત્રો : શાહ સુલેમાન અને અલી.

[અલી શાહની સામે ઘૂંટણે પડીને બેઠો છે.]

**શાહ : અલી ! હવે તારી હકીકત કહે.**

**અલી :** હઝૂરની જેવી મરજી. આપે મને આપણો કાફલો પાછો હંકારી લાવવા બસરા મોકલ્યો, પણ અડધે રસ્તે પહોંચ્યો ત્યાં ફિરંગીઓનાં જંગી વહાણો પાછળ પડેલાં જોયાં.

**શાહ :** હં ! તુર્કસ્તાનમાં ફિરંગીઓના જાસૂસોની ક્યાં કમીના છે ? પછી ?

**અલી :** અધૂરામાં પૂરું વાવાઝોડું થયું અને હું બસરા પહોંચ્યો ત્યારે આપણાં વહાણોમાંથી પોણા ભાગનાં તારાજ થયાં હતાં. ફિરંગીઓએ એવો દેખાવ કર્યો કે એમણે જાણે મારો પીછો મૂકી દીધો હતો ! રહ્યાંસહ્યાં વહાણો સાથે હું ચૂપકીથી નીકળ્યો, પણ થોડે આવ્યો ત્યાં ત્રણે બાજુ પરથી ફિરંગીઓનાં જંગી વહાણોએ ધસારો કર્યો. પૂર્વ દિશા ખાલી હતી, એટલે મેં રહ્યાંસહ્યાં ચાર વહાણો તે તરફ પૂરપાટ હંકારી મૂક્યાં. બે રોઝ બાદ ફિરંગીઓએ મારો પીછો છોડ્યો, પણ પછી પાછા વળવાને બદલે મેં આગળ જ હંકાર્યું, તે એવી આશાથી કે આગળ કોઈ બંદરે કાફલો નાંગરીશ. ચાર રોઝ બાદ સુરત આવ્યું.

**શાહ :** અલી ! આ ફિરંગીઓ જ્યાં સુધી સલામત છે ત્યાં સુધી ઈરાન અને હિંદુસ્તાન તુર્કી સલ્તનતમાં નહિ આવે. બાબરના ગયા પછી હિંદમાં અંધાધૂંધી થઈ ત્યારે આપણે મોકો ગુમાવ્યો. શેરશાહે આપણી મદદથી હુમાયૂંની નબળાઈનો લાભ ઉઠાવી હિંદ પર રાજ જમાવવા ધાર્યું. શેરશાહને મદદ કરીને હિંદનું તખ્ત આપણે

તેને અપાવત કે શેરશાહની મદદથી હિંદનું તખ્ત આપણે મેળવત, એ આપણે નક્કી કરવાનું હતું; અને હજી પણ શું બગડ્યું છે? મુઘલાઈનાં મૂળ હિંદની ભૂમિમાં હજી ક્યાં ઊંડાં છે?

[ અલીની આંખો બંધ થાય છે. પછી તે બોલે છે. ]

અલી : હિંદને શમશેરથી જીતવું તેના કરતાં દોસ્તીથી જીતવું એ વધારે સારું છે. શાહના ગુલામે એ રીતે હિંદને સર કર્યું છે.

શાહ : હુમાયૂં તરફ મૈત્રી ને સુલેમાન તરફ રાજભક્તિ વચ્ચેનો તોડ સારો કાઢ્યો!

[ એમ બોલી અલી તરફ તીક્ષ્ણ દૃષ્ટિ ફેંકે છે. ]

અલી : જહાંપનાહ! હિંદને સર કરતાં ભારે મોંઘું પડત. અનેક સિપાહીઓથી, અઢળક ધનથી અને અનેકની ખફામરજીથી તાબે કરેલા હિંદ કરતાં ફક્ત મૈત્રીથી તાબે કરેલું હિંદ સારું છે. શમશેરથી જીતેલું હિંદ શમશેરથી ટકાવવું પડત, એ પણ આપ ન વિસારશો.

શાહ : (કટાક્ષથી) ત્યારે બાબર ને હુમાયૂંએ ગલતી કરી, કેમ?

અલી : ના; બાબર અને હુમાયૂં ત્યાં રહેવાના હતા, રહ્યા હતા; હિંદની બહારથી રાજ્ય નહોતા કરવાના. હિંદને પોતાનું કરી પોતે હિંદના થયા, માટે હિંદ એમનું થયું.

[ શાહ વિચારમાં પડી જાય છે. ]

શાહ : હિંદ મિત્ર રહેશે?

અલી : હા, હિંદ સ્વભાવથી શત્રુ થઈ શકતું નથી.

શાહ : ત્યારે ફિરંગીઓનું પણ મિત્ર રહેશે ?

અલી : ના; ફિરંગી સ્વભાવથી મિત્ર થઈ શકતા નથી.

શાહ : ઠીક, ભાઈ! ઠીક; તું હિંદને વધારે પિછાને. વળી તુર્કસ્તાનને સૈન્ય ને નાણું ક્યાં વધારે પડયાં છે કે મિત્ર હિંદને શત્રુ કરવા વેડફે ?

[ શાહ ઊભો થઈ અલીનો ખભો થાબડે છે. અલીની આંખમાં સંતોષ ચમકે છે. ]

[ પડદો ]

# હુએન્સંગ

## દૃશ્ય પહેલું

સમય : ઈસ્વી સનના છઠ્ઠા સૈકાની એક સવાર.

સ્થળ : ચીનની વિદ્યાપીઠનો એક ખંડ.

પાત્રો : યુવાન હુએન્સંગ અને બીજા બે સહાધ્યાયીઓ.

[ હુએન્સંગ એક આંગળી લમણે રાખી બેઠો છે. બંને બાજુએ બે સહાધ્યાયીઓ છે. પાંચસાત હસ્તલિખિત પુસ્તકોના ગુટકા પડયા છે. હુએન્સંગના મોં ઉપર આધ્યાત્મિક તેજ ચમકી રહ્યું છે ને એની આંખમાં આત્મશોધનો ઉત્સાહ છે. ]

**હુએન્સંગ :** મિત્રો! સો જ્ઞાનીનો એક મત, એક અજ્ઞાનીના સો મત!

**૧લો સહાધ્યાયી :** પણ ચીનમાં તો અસંખ્ય અજ્ઞાનીઓ એકઠા થયા છે, એટલે કેટલા મત થયા?

**૨જો સહાધ્યાયી :** જેટલા માણસ તેટલા.

**હુએન્સંગ :** ચીનમાં વિતંડા વધી પડી છે. અજ્ઞાનના ઘોર વાદળે જ્ઞાનના સૂર્યને ઘેર્યો છે.

**૧લો :** વાદળાં સ્થિર નથી, ભિખ્ખુ! ભગવાનનો સૂર્ય સ્થિર છે.

**૨જો :** પણ ઘર બળી રહ્યું છે; ચીન દુઃખી છે.

**૧લો :** પણ આગ લગાડનારા કયાં અજાણ્યા છે?

**હુ૦ :** આગ કોણે લગાડી તે સવાલ નથી; સવાલ ઓલવવાનો છે.

**૨જો :** બધું દુઃખ છે.



**હુએન્સંગ**

(કલાકાર શ્રી અવનીન્દ્રનાથ ઠાકુરના ચિત્ર ઉપરથી રેખાંકન)

હુ૦ : સુખનો આભાસ એ પણ નહિ આવી પડેલું દુઃખ જ છે.

૧લો : સઘળું અનિત્ય છે.

હુ૦ : સિવાય કે બોધિસત્ત્વનો ઉપદેશ.

૨જો : દુઃખ મટાડનારો ભગવાનનો કીમિયો કહો.

હુ૦ : જન્મ-મરણની બેડીમાંથી છૂટવું.

૧લો : કેવી રીતે?

હુ૦ : બેડીની સાંકળનો મુખ્ય અંકોડો તોડીને, તૃષ્ણાને ત્યજીને.

૨જો : તૃષ્ણાથી શું?

હુ૦ : તૃષ્ણાથી જન્મ, જન્મ બાદ વધવું, પછી જરા, પછી મરણ અને પાછો તૃષ્ણાથી જન્મ. ઘાંચીનો બળદ જન્મ-મરણની ઘાણી ઉપર ગોળગોળ ફર્યા જ કરે છે.

૧લો : આ બુદ્ધે કહેલું?

હુ૦ : હા, બુદ્ધે કહેલું. ભિખ્ખુઓ સાવધાન!

બંને સહાધ્યાયી : સાવધાન!

હુ૦ : છે જન્મ-મરણ વિણ બુદ્ધશરણ

બંને : છે જન્મ-મરણ વિણ બુદ્ધશરણ.

હુ૦ : ઉપાય બતાવ્યો.

૨જો : હુએન્સંગ! ઉપાય ન બતાવે તે ફિલસૂફી નથી.

હુ૦ : ઉપાય બતાવે તેવી ફિલસૂફી એક ફક્ત ભગવાન બુદ્ધની છે. **बुद्धं शरणं गच्छामि। धर्मं शरणं गच्छामि। सघं शरणं गच्छामि।**

(બધા એ પ્રમાણે ભાવથી બોલે છે.)

૧લો : હુન્સંગ! બુદ્ધને શરણે ગયા પછી પણ ફરી ઉપાય જાણવા માગીએ છીએ.

હુ૦ : મિત્રો! હું નથી કહેતો, પણ ભગવાને પોતે કહ્યું છે :

*ફરી ફરીને બહુ જન્મફેરા,
દુઃખો તણા ભાર બહુ વહીને,
શોધી શક્યો દેહ તણો કુંભાર.

બંને : ભગવાનનો જય હો, ભગવાનનો જય હો!

હુ૦ : ભગવાનનો જય છે, ભગવાનનો જય છે. સાંભળો:

તૂટી રહી છે વળીઓ અને આ,
ભાંગી રહ્યો છે સહુ કાટમાળ;
સમારવી શક્ય નથી હવે આ
જૂની થએલી જતી ઝૂંપડીને.

બંને: नमो बुद्धाय। नमो बोधिसत्त्वाय। नमो जितेंद्रियाय।

હુ૦ : પુરુષશ્રેષ્ઠને પ્રણિપાત હો! (બધા નમે છે.)

બંને: હુન્સંગ! ભગવાનની વાણીની અમૃતધારા વહેવા દો.

હુ૦ : ભિખ્ખુઓ! ભગવાનની અમૃતવાણીની ધારા આ વહી:

---

* अनेकं जातिसंसारं संधावित्वा पुनःपुनः
गृहकारक मेषमानः त्वां दुःखा जाति पुनःपुनः ।।
गृहकारक दृष्टोऽसि न पुनर्गेहं करिष्यसि
सर्वे ते पार्श्वका भग्ना गृहकूटं विसंस्कृतम्
विसंस्कारगते चित्ते इहैव क्षयमभ्यगाः ।।

અરે અલ્યા ઓ ઘર બાંધનારા,
તૃષ્ણા તણું નામ ધરાવનારા,
રહેનાર કો એ ઘરમાં નથી, જા
નથી હવે કાંઈ જરૂર તારી.

ત્રણે જણ: ભગવાનનો જય છે. બોધિસત્ત્વનો જય છે, જય છે.

[ ત્રણે જણા ભાવાવેશમાં બુદ્ધને સાષ્ટાંગ પ્રણિપાત કરે છે. ]

હુ૦: ભિખ્ખુઓ! જન્મ-મરણની બેડીમાં તૃષ્ણાનો અંકોડો તૂટવાથી બેડી તૂટે છે; બેડી તૂટવાથી નિર્વાણ પ્રાપ્ત થાય છે. આ અમૃત ઉપદેશ ભગવાનનો છે. ભિખ્ખુઓ! મહાનુભાવ ભગવાન બોધિસત્ત્વને નમસ્કાર હો! ભગવાનને જ્યાં બોધિ પ્રાપ્ત થયો તે આર્યાવર્તને નમસ્કાર હો!

( ત્રણે જણા સાષ્ટાંગ કરી ધીમેધીમે બહાર જાય છે. )

[ પડદો ]

## દૃશ્ય બીજું

સમય: તે જ દિવસની રાત્રિ.
સ્થળ: સૂવાનો ખંડ.
પાત્રો: હુએન્સંગ અને પહેલો સહાધ્યાયી.

[ બંને ધીમેધીમે વાર્તાલાપ કરે છે. ]

સહાધ્યાયી: હુન્સંગ! ભગવાનનો બોધ આજે ચીન વીસર્યું છે અને ધર્મનું સુકાન પાખંડીઓના હાથમાં છે, જેથી ધર્મને ઠેકાણે અધર્મ ઘૂસી ગયો છે એ વાત તો ખરી; પણ ભાઈ! એનો ઉપાય શો? વળી ગાજરની પિપૂડી કોણ સાંભળશે?

હુ૦ : મિત્ર ! ધર્મનું જ્યાં મૂળ છે ત્યાં એની ભાળ કાઢવી તે ભિખ્ખુની ફરજ છે.

(હુએન્સંગની આંખો ઊંડી ઊતરે છે અને તેની દૃષ્ટિ હિંદની દિશાએ વળે છે.)

સહાધ્યાયી : પણ તે તો અશક્ય ! રાજસત્તાના ફરમાનની તમને ક્યાં ખબર નથી ? દેશની બહાર પગ મૂકનારનો પગ નહિ, પણ માથું જાય છે. (એની આંખોમાં ભય લાગે છે.)

હુ૦ : (આંખોમાં અભય છે; શાંતિ અને મક્કમતાથી બોલે છે:)

ન જાણું રાજ–આદેશ, બુદ્ધ–આદેશ એક છે;
ન પામું ધર્મ આદેશ……

[ એટલામાં બીજો સહાધ્યાયી બારણામાં ઊભો રહીને ખોંખારે છે અને હુએન્સંગની નજર તેની ઉપર પડે છે. ]

હુ૦ : મિત્ર !

૨જો : આ અંધકારમાં !

૧લો તથા હુ૦ : સાચ્ચે જ, સાચ્ચે જ.

૨જો : રાત ખૂબ વીતી છે, માટે સૂઓ તો ઠીક; સવારે ચર્ચા કરજો.

હુ૦ : ભિખ્ખુ ! ભગવાનના ધર્મને રાત્રિ નથી.

૨જો : ભગવાનના ધર્મને પ્રાતઃકાળ છે.

હુ૦ : બુદ્ધના બોધિનો દીપ,

૧લો : સ્વદેશે પ્રકટાવશે;

૨જો : હિંદથી જ્ઞાનનું તેલ,

હુ૦ : ભિખ્ખુ હુન્સંગ લાવશે.

૨જો : હેં ! !

હુ૦ : હા; રાજસત્તાની આગળ ધર્મસત્તા નહિ ડગે, ભિખ્ખુ !

૨જો : પણ ચીન ને હિંદ વચ્ચે રાજસત્તાથી પણ મોટી કુદરતી સત્તા છે; રાજસત્તા ઉલ્લંઘાશે, પણ હિમાલયની સત્તા નહિ ઉલ્લંઘાય.

હુ૦ : ભગવાનની કૃપાએ જો અજ્ઞાનનો પહાડ ઓળંગાય તો બરફના પહાડ અઘરા નથી. માર્ગદર્શક જ્યાં ભગવાન છે, ત્યાં શંકાઓને સ્થાન નથી. મિત્રો ! આજે રાત્રિનો ત્રીજો પ્રહર થતાં ચીન છોડીશ.

[ ત્રણે મૌન રાખે છે. દરેકની આંખો મીંચાય છે. સૌ ધ્યાનમાં ડૂબે છે. થોડી વારે હુએન્સંગ ધીરા અવાજે **बुद्धं शरणं गच्छामि** બોલે છે. બીજાઓ તે ઉપાડી લે છે અને તેની પુનરાવૃત્તિઓ થાય છે. વાતાવરણની નીરવ શાંતિમાં પડદો પડે છે. ]

## દૃશ્ય ત્રીજું

[ ગંગા નદીમાં એક નાવ ચાલી રહી છે. નાવમાં કેટલાક મુસાફરો છે. એમાંનો એક હુએન્સંગ છે. તે ધ્યાનમગ્ન બેઠો છે. એટલામાં ચારે તરફથી શોરબકોર થાય છે. પાછળ ચાંચિયા પડ્યા છે એવી બૂમો સંભળાય છે. ]

૧લો મુસાફર : આવી બન્યું, મારા બાપ ! (પોતાની સ્ત્રીને) અલ્યાં ઓ ! તમારો દરદાગીનો સંતાડી દો, નીકર તમે તો જશો, પણ જોડે દાગીનો યે જશે.

૨જો મુસાફર : પ્રભુ કરે તે ખરું.

૩જો મુસાફર : અલ્યા, પેલો ચૂંચિયો સાધુ તો જુઓ: નથી હાલતો કે ચાલતો !

૧લો મુસાફર : નાગો ન્હાય શું ને નીચોવે શું ? એને શું ખોવાનું છે ?

૩જો મુસાફર : પણ એ જીવતો ન હોય ! લાવ લગાર ઢંઢોળી જોઈએ ! (હુએન્સંગની પાસે જાય છે) એ સાધુ ! ઊઠો; ચાંચિયા પાછળ પડયા છે. (હુએન્સંગ તેની સામે જુએ છે.)

હુ૦ : ભાઈ ! કાળચાંચિયો જીવપ્રવાસીની પાછળ પડેલો જ છે; પણ મૂડી નથી ત્યાં લૂંટવાનું શું ? તૃષ્ણા નથી ત્યાં ખોવાનું શું ?

૨જો મુસાફર : મહારાજ ! સાચી વાત છે. આપને અમે અમારા જેવા કલ્પ્યા તે અમારી ભૂલ.

૧લો મુસાફર : પણ મહારાજ ! ચાંચિયા તમારી પાસે મૂડી છે કે નહિ તે પૂછવા નથી રહેવાના. તૃષ્ણા હશે તો યે જીવથી જશો, નહિ હોય તો યે જશો.

હુ૦ : પણ ભાઈ ! 'મારું' એવું આ શરીરમાં કંઈ છે જ નહિ. નથી શરીર મારું કે નથી હું શરીર. વાસનાથી શરીર બંધાય છે ને વાસનાથી શરીર મારું લાગે છે. વાસના જતાં મારું એવું કશું રહેતું નથી.

૩જો મુસાફર : ખબર પડશે હમણાં ! ચાંચિયાઓને ઉપદેશ કરશો તે પહેલાં રામશરણ થશો.

હુ૦ : (મક્કમતાથી) જે બુદ્ધશરણ છે તેને બીજાં શરણ નથી.

૧લો મુસાફર : અલ્યા, આ તો 'બુધડુ' છે !

૩જો મુસાફર : મહારાજ ! હિંદુસ્તાનમાં તો બુદ્ધ-શરણવાળા કાળના કોળિયા થઈ ગયા; તમે બાકી રહ્યા હતા તે આવી પહોંચ્યા !

૨જો મુસાફર : ભાઈઓ ! એક સાધુની સાથે આમ વાત કરવી તે યોગ્ય નથી. બુદ્ધ પણ અવતાર જ હતા ને ?

( એટલામાં શોરબકોર વધે છે. ચાંચિયા છેક નજીક આવી જાય છે.)

બીજા બે : અરે, આ ચાંચિયાઓ આવી ચઢ્યા !

[ નાવ ઉપર ઉઘાડી તલવારે પાંચ છ ચાંચિયા ધસી આવે છે. બધા જ પ્રવાસીઓ દોડાદોડ કરે છે ને બૂમો પાડે છે. હુએન્સંગ પૂરી શાંતિથી લેશમાત્ર ક્ષોભ વગર બેસી રહે છે. તેને નીડરતાથી બેઠેલો જોઈ ચાંચિયાનો સરદાર ગુસ્સે થાય છે. ]

સરદાર : અલ્યા એ ચૂંચળા ચીનિયા ! થા ઊભો ને કાઢ માલમત્તા; નીકર જીવથી ગયો જાણજે ! ( હુએન્સંગ ચાંચિયા તરફ બોલ્યા વગર સ્થિર દૃષ્ટિ ફેંકે છે.) અલ્યા આ તારી કીડિયાં જેવડી આંખ્યો ફૂટી ગઈ જાણજે ! મોં ઉઘાડ, નીકર જીભડી ખેંચી કાઢીશ !

( બધા ચાંચિયાઓની તથા મુસાફરોની નજર ત્યાં પડે છે. )

૧લો મુસાફર : બાપુ, સરદારજી ! અમે તો હિંદુ યાત્રીઓ છીએ. યાત્રીઓની છેડતી આપ ન કરો.

૩જો મુસાફર : સરદારજી ! એ સાળો 'બુધડો' છે. બોલતો નથી, પણ ગાંઠે ઘણી યે માલમત્તા છે. (૨જા મુસાફરને ઉદ્દેશી) કેમ, ભાઈ !

૨જો મુસાફર : (ઘૃણાથી ૩જા મુસાફર તરફ જોઈ રહે છે અને તેને ઉદ્દેશી ઘણા જ ધીરા અવાજે બોલે છે) દુષ્ટ !

( એટલામાં ચાંચિયાનો સરદાર હુએન્સંગ સામે તલવાર ઉગામે છે એટલે ૨જો મુસાફર એકદમ બોલી ઊઠે છે. )

દુષ્ટો ! એક સાધુને સતાવતાં તમને શરમ નથી આવતી ?

**સરદાર : બુધડાં તો ગયાં આ દેશમાંથી ! ઊભો રહે તું સાધુના સાથી.**

[ એમ બોલી રજા મુસાફર તરફ ધસવા જાય છે ત્યાં તો હુએન્સંગ ઊભો થઈને ચાંચિયાની છાતી સામે છાતી રાખી તેના ઉપર સ્થિર દૃષ્ટિ ફેંકે છે. ]

**હુ૦ : વત્સ ! બુધડાં ગયાં ને હું બુધડું પણ જઈશ ! પણ બુદ્ધ તો અમર છે. વત્સ! મારી માલમત્તા ભગવાન બુદ્ધ છે, તે તું લૂંટી શકે તો લૂંટ.** ( હુએન્સંગની દૃષ્ટિના પ્રતાપથી અને તેના અભયથી સરદાર ચકિત થઈ જાય છે. ) **વત્સ ! તું લૂંટતાં થાકી જઈશ, અને એક નહિ પણ અનેક જન્મ એ લૂંટ માટે ઓછા પડશે. લે, શરૂ કર આ કફનથી.** ( એટલું બોલી પોતાનો પીળો ઝભ્ભો ઉતારીને આપવા જાય છે. ચાંચિયાના હાથ ઢીલા પડી જાય છે અને આ વીતરાગ સાધુની શાંતિ અને અભયથી તે ઝંખવાણો પડી જાય છે. ઝભ્ભો લઈ શકતો નથી. ) **લે, ભિખ્ખુના ઝભ્ભાનો ભાર સહન કર; સહન કરવાની શક્તિ ભગવાન બુદ્ધ પાસે માગ. તું સાચો લુટારો હશે તો ભગવાન તે શક્તિ તને આપશે.**

[ ચાંચિયો ઢીલો થઈ જાય છે. તેની આંખો નરમ પડી જાય છે. તેની ડોકી નમી પડે છે. ઝભ્ભો લઈ શકતો નથી. ]

**સરદાર : (ઘણા ધીરા સાદે) મહારાજ ! ક્ષમા કરશો. આપ સાધુપુરુષનો ઝભ્ભો મારા અંગે ન શોભે. હું સાચો લુટારો નથી.**

**હુ૦ : કંઈ નહિ; ભૂલ્યો ત્યાંથી ફરી ગણ. સાચો લુટારો થા.**

**સરદાર : શી રીતે ?**

હુ૦ : ભય આપીને નહિ, અભય મેળવીને.

સરદાર : શી રીતે, મહારાજ?

હુ૦ : સત્યની લૂંટ કરીને.

સરદાર : તે શી રીતે, મહારાજ?

હુ૦ : બોધિસત્ત્વને શરણે જઈ.

સરદાર : પાય પડું, મહારાજ!

( ચાંચિયો હુએન્સંગના પગે બાઝી પડે છે અને હુએન્સંગના પગ ઉપર આંસુનો અભિષેક થાય છે. )

હુ૦ : ભિખ્ખુ! ઊભો થા; આ ઝબ્બો તારો છે, ધારણ કર.

[ પશ્ચિમ દિશામાંથી પવનની શીતળ લહરી ફૂંકાય છે, નાવ ચાલે છે અને મહાત્મા હુએન્સંગ સિવાય બધા બેસી ગયા છે. ચાંચિયો હુએન્સંગના પગ આગળ સાષ્ટાંગ કરી પડ્યો છે. એના ખભે પીળી કફની છે. હુએન્સંગ ધીરા ધેરા સાદે **बुद्धं शरणं गच्छामि । धर्मं शरणं गच्छामि । संघं शरणं गच्छामि ।** એમ બોલે છે. ચાંચિયો હુએન્સંગના પગે માથું રાખી એ પ્રમાણે ધીમેથી ઉપાડે છે અને ધીમેધીમે બધા જ મુસાફરો એ પ્રમાણે ઉપાડે છે. પડદો પડે છે. ]

## દૃશ્ય ચોથું

સ્થળ : નાલંદ.

પાત્રો : નાલંદના બે અધ્યાપકો અને કેટલાક વિદ્યાર્થીઓ.

[ હુએન્સંગનું સ્વાગત કરવા ઠઠ જામી છે. કિનારે નાવ આવતું જણાય છે. નાવ આવી જાય છે અને અધ્યાપકો હુએન્સંગને ભેટે છે. વિદ્યાર્થીઓ નીચે પ્રમાણે સ્વાગતગીત ગાય છે.]

ધન્ય છે ધન્ય તમોને ધીર!
તમે છો ધર્મવીર ભડવીર!
ખૂંદીને સારું તુર્કસ્તાન,

વીંધીને હિન્દુકુશ ખોતાન,
પધાર્યા આપ હિંદુસ્તાન,
થઈને કાશગર પામીર !
ધન્ય છે ધન્ય તમોને ધીર !
તમે છો કર્મવીર, ભડવીર !

૧લો અધ્યાપક: પધારો ભિખ્ખુજી ! ચીનના ધર્મ-ચેતનની જ્યોતથી હિંદને ઉજાળો.

હુ૦ : ભગવાનના આર્યાવર્તને ચીન નમે છે. (હુએન્સંગ વિનયથી નમે છે.) ચીન તો અંધકારે વીંટયું છે, જ્યારે

પ્રકાશે ચંદ્રમા જેવું, બુદ્ધનું આર્યવર્ત આ;
સાધુસંતો તણી જેમાં, વિકાસે જ્ઞાનકૌમુદી.

[ બધા વિદ્યાપીઠ તરફ જાય છે ]

રજો અધ્યાપક: શી ઇચ્છા, ભિખ્ખુજી !

હુ૦ : ભગવાનની ભૂમિનાં દર્શનની.

૧લો અધ્યા૦ : નાલંદને તત્ત્વચર્ચાનો લાભ આપવો પડશે.

હુ૦ : લેવા આવ્યો છું, આપવાનું કંઈ નથી; માફ કરશો.

રજો અધ્યાપક: ભિખ્ખુજી ! આપવાલેવાનાં કાટલાં જુદાં રાખશો તે નહિ ચાલે. હિંદની વ્યવહારુતા જતું કરે તેમ નથી.

હુ૦ : હિંદ ગુરુ છે, ચીન શિષ્ય છે.

રજો અધ્યાપક: ગુરુદક્ષિણાનો રિવાજ છે.

હુ૦ : ગરીબ શિષ્ય સેવા આપે છે.

( બધા હસે છે. )

૧લો અધ્યાપક: તત્ત્વચર્ચાની સાથે દેશચર્યા પણ આપે કરી છે. કેમ, અમારો મુલક કેવો લાગ્યો ?

હુ૦ : ભગવાનની ભૂમિ ભક્તને લાગે તેવો.

૨જો અધ્યાપક : આપનો અનુપમ ચિનાઈ વિવેક અમને દરેક રીતે નિરુત્તર કરે છે.

૧લો અધ્યાપક : આપ આર્યાવર્તનો કંઈક વૃત્તાન્ત પણ લખી રહ્યા છો, એવું સાંભળ્યું છે.

હુ૦ : નાલંદની સર્વજ્ઞતા વિશ્વવિખ્યાત છે. મારાથી ના કેમ પડાય? આપને ક્યાંથી ખબર પડી?

૧લો : એક ભિખ્ખુ કનોજથી આવેલા, તેમણે વાત કરી. આપ હર્ષદેવના મહેમાન હતા, તે જાણ્યું. પુસ્તકની રમૂજી વાતો પણ જાણી.

હુ૦ : અમને ચીનાઓને ક્ષુદ્ર બાબતો ઉપર ધ્યાન આપવાની કુટેવ છે અને અમે હાસ્યપાત્ર બનીએ છીએ. આશા છે કે ઉદારતાથી દરગુજર કરશો.

[ એટલામાં વિદ્યાપીઠ આવે છે. એના પ્રવેશદ્વાર આગળ હુએન્સંગ ઊભો રહે છે અને ભાવથી નમન કરે છે. પછી બધાં અંદર પ્રવેશે છે. ]

૩જો અધ્યાપક : આપ સ્નાન કરી લો. ભોજન તૈયાર છે. આશા છે કે હિંદની આ વિચિત્ર પદ્ધતિને આપ ઉદારતાથી દરગુજર કરશો.

હુ૦ : હિંદમાં આવ્યા અગાઉ ભોજન કરીને સ્નાન કરવાની વિચિત્ર પદ્ધતિ હતી! હવે એ વિચિત્ર પદ્ધતિનો ત્યાગ કર્યો છે.

૨જો અધ્યાપક : હિંદુસ્તાનના રિવાજને આપ માન આપો છો, તેથી હિંદ કૃતકૃત્ય છે; છતાં ચીનના રિવાજનો હિંદે અજાણતાં અપરાધ કર્યો હોય તો આપ દરગુજર કરશો.

હુ૦ : અયોગ્ય એવો એકે રિવાજ હિંદમાં મેં હજુ સુધી જોયો નથી.

૧લો અધ્યાપક : આપની દૃષ્ટિની નિર્મળતાને લીધે.

હુ૦ : હિંદમાં તો આંતર્શુદ્ધિ અને બાહ્યશુદ્ધિ ઉભય છે. જેવાં અંતઃકરણ ચોખ્ખાં છે, તેવા પોષાક પણ ચોખ્ખા અને સફેદ છે. જેવાં દિલ ખુલ્લાં છે, તેવા પોષાક પણ સીવ્યા વિનાના ખુલ્લા છે. જેવી દૃષ્ટિ ભરીભરી અને વિશાળ છે, તેવી આંખો પણ ભરીભરી અને વિશાળ છે. વાસી મન ને વાસી અન્ન ઉભય તરફ હિંદને અણગમો છે. જે હાથ ખેતી કરે છે, તે હાથ લણે છે; અને જે હાથ લણે છે તે હાથ પકાવે છે. આમ હિંદ એક હાથે ચાર કામ કરે છે. અમને ચીનાઓને પ્રભુએ બનાવેલો હાથ નથી જમાડતો, પણ મનુષ્યે બનાવેલી નાનીનાની સળીઓ જમાડે છે. પ્રભુ હિંદુસ્તાનની વધારે નજીક છે તેનો આ પ્રત્યક્ષ પુરાવો છે.

[ ચોમેર ધીમું હાસ્ય ફેલાય છે. ]

૧લો અધ્યાપકઃ હિંદુસ્તાન આપના અભિપ્રાય પ્રમાણે છે તો નહિ, પણ થવા સદા પ્રયત્ન કરશે. હવે આપ સ્નાન કરવા તસ્દી લેશો ?

[ હુએન્સંગ સ્નાન કરવા જાય છે. થોડી વારમાં આવે છે અને સ્વચ્છ કપડાંમાં ઊભો રહે છે. ]

૧લો આધ્યાપક : ભિખ્ખુજી ! ચૈત્યમાં જઈ પછી ભોજન-વિધિ કરીએ. પધારો આ રસ્તે.

( હુએન્સંગ બંને અધ્યાપકો સાથે જાય છે. )

[ દૃશ્ય એકદમ બદલાય છે. ચૈત્યમાં અધ્યાપકો તથા વિદ્યાર્થીઓની ઠઠ જામી છે. હુએન્સંગને બધા વિનયથી નમે છે. પછી ભગ-

વાન બુદ્ધની આરતી થાય છે. થોડી વાર શાંતિ પ્રસરે છે. બાદ બધા હુએન્સંગ તરફ જુએ છે. હુએન્સંગ નીચે પ્રમાણે પ્રાર્થના કરે છે.]

**સૃષ્ટિ ઘોર અધર્મ ને અનિયમે ચોખંડ વ્યાપી હતી,**
**સ્રષ્ટા દીર્ઘ સુષુપ્તિને ત્યજી દઈ ધાયા મહાકાર્યમાં;**
**ને જે આપસ્વભાવસિદ્ધ કરુણાથી બોધિએ વિસ્તર્યા,**
**સત્તાધારી સદા પ્રબુદ્ધ પ્રભુને સાષ્ટાંગ હુન્સંગના.**

[ એટલું બોલી હુએન્સંગ ભગવાન બુદ્ધની મૂર્તિ આગળ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરે છે. બધા જ પછી તે પ્રમાણે કરે છે અને ધીમેધીમે વીખરાય છે. બંને અધ્યાપકો હુએન્સંગની પાસે વિનયથી આવે છે. ]

**૧લો અધ્યાપકઃ ભગવન્! સાષ્ટાંગ નાલંદના! પ્રાર્થના એકલા હુએન્સંગની મટી હવે નાલંદની થશે માટે.**

**૨જો અધ્યાપક : આવ્યા એ જ દહાડે આપે તો નાલંદને ચોપડે પ્રાર્થના જમે કરાવી નાલંદને ઋણી કર્યું.**

**હુ૦ : ભગવાનની ભૂમિને ઋણી કરવાની ન હોય, તેનું ઋણ યથાશક્તિ વાળવાનું હોય.**

[ **बुद्धं शरणं गच्छामि। धर्मं शरणं गच्छामि। संघं शरणं गच्छामि।** એવો ઘોષ કરે છે. બધા ઉપાડે છે. પડદો પડે છે.]

## દશ્ય પાંચમું

સમય : વીસ વર્ષ બાદ.

સ્થળ : ચીનનું વિદ્યાપીઠ

પાત્રો : વૃદ્ધ હુએન્સંગ અને પહેલાંના સહાધ્યાયીઓ.

[ હુએન્સંગ એક આંગળી લમણે રાખીને બેઠો છે. બાજુમાં બે સહાધ્યાયીઓ છે. હસ્તલિખિત પુસ્તકોના ગુટકા પડ્યા છે. હુએ-

-સંગના મોં પર આધ્યાત્મિક તેજ પ્રસરી રહ્યું છે. તેની આંખોમાં આત્મશોધનો સંતોષ છે. ]

૧લો સહાધ્યાયી: ભગવન્! ચીનમાં પ્રાતઃકાળ થયો છે.

૨જો સહાધ્યાયી: ભગવન્! ચીનમાં મધ્યાહ્ન થશે.

હુ૦: મારા જીવનનો તો સાયંકાળ થઈ ચૂકયો છે. મારા સમાન ઘણા યે થશે અને જશે; પરંતુ આ નિરવધિ કાલ ને અનંત પૃથ્વીમાં ફક્ત એક જ બુદ્ધ છે અને હશે.

[ **बुद्धं शरणं गच्छामि। धर्मं शरणं गच्छामि। संघं शरणं गच्छामि।** એવી ધીમી ઘેરી ધૂન ચાલે છે અને પડદો ઘણો જ ધીમેથી પડે છે.]